


તંત્રી · રમણલાલ · નાનાલાલ · શાહ.

'બાલજીવન' કાર્યાલય, બાજવાડા, ઘોળીકુઇ,—વડોદરા

# બા લ જી વ ન

બાળકો અને વિદ્યાર્થીઓનું
સર્વાંગ સુંદર સચિત્ર માસિક
તંત્રી : રમણલાલ નાનાલાલ શાહ

— વ્યવસ્થાપકો —

નાગરદાસ ઈ. પટેલ
વલ્લવદાસ ચીમનલાલ શાહ

+ +

મુંબઈ ઈલાકો, મધ્ય પ્રાન્તો અને વરાડ, સિંધ, વેસ્ટર્ન ઈન્ડીઆ સ્ટેટ્સ એજન્સી, વડોદરા રાજ્ય, વગેરે તરફથી શાળા-પુસ્તકાલયો માટે મંજૂર-૨૨ વર્ષથી પ્રકટ થતું માસિક

+ +

લવાજમ: ભેટચોપડી સાથે : વાર્ષિક રૂ. ૩। છૂટક ૪ આના. બર્મા રૂ. ૩ાા; પરદેશ રૂ. ૪।

+ +

## અગત્યના નિયમો

(૧) દર મહિનાની ૮ મી તારીખે પ્રગટ થાય છે. (૨) તા. ૧૫ લગીમાં અંક ન મળે તો માસ આખર લગીમાં લખવું. પાછળથી અંક સીલીક હોય તો જ મળી શકશે. (૩) પત્ર-વ્યવહાર કરતી વખતે ગ્રાહક અંક અને જે સરનામે માસિક આવતું હોય તે સરનામું બરાબર સ્પષ્ટ લખવા કૃપા કરવી (૪) લેખકો અને વાચકોએ પત્રવ્યવહાર કરતી વેળા જવાબ માટે ટપાલની ટીકીટો કે જવાબી કાર્ડ મોકલવો (૫) બાલજીવન માટે મોકલવામાં આવતાં લખાણો, છબીઓ, ચિત્રો, વગેરે પૈકી જે નિરૂપયોગી હોય છે, અને જેની સાથે એ પાછું મોકલવા પૂરતી ટપાલની ટીકીટો અને પૂરું નામઠામ નથી હોતું તેનો નાશ કરવામાં આવે છે. (૫) સ્વીકૃત લેખ, ચિત્ર, છબી વગેરે પ્રકટ થાય ત્યાં લગી એને સંભાળથી અત્રે જાળવી રાખવા શકય તે હરેક પ્રયત્ન થશે. પણ ગુમ થાય તેની કોઇ પણ જોખમદારી અમારી રહેશે નહિ. (૭) સરનામુ બદલવું હોય ત્યારે પ્રથમનું સરનામું અને ગ્રાહક અંક લખી પછી નીચે નવું સરનામું લખશો. (૮) ગ્રાહકનું નવું લવાજમ અત્રે મળે એટલે તરત તેમને ભેટચોપડી મોકલાય છે. ચાલુ વર્ષની ભેટચોપડીનું નામ ઇસપની નીતિકથાઓ-(૩)-છે.

## બહારગામના એજન્ટો

**મુંબઇમાં** એન. એમ. ઠક્કરની કંપની, અને આર. આર. શેઠની કં., બૂકસેલર્સ, પ્રિન્સેસ સ્ટ્રીટ. **અમદાવાદમાં** ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય-ગાંધી રસ્તો.

# બાલજીવનનું બાલસાહિત્ય

સર્વશ્રેષ્ટ-સસ્તું-બાલોપયોગી
સર્વાંગ સુંદર-સચિત્ર-શિષ્ટ



## બાલજીવન ક્રમિક વાર્તામાળા

(૧) અટકચાળા વાંદરા ૦-૬-૦
(૨) સહેલી વાતો ૦-૪-૦
(૩) રસમય કહાણીઓ ૦-૬-૦
(૪) ચાલાક ચોર ૦-૫-૦
(૫) હસતાં બાળ ૦-૫-૦
(૬) વાઘણની બોડમાં ૦-૬-૦
(૭) પદ્યકથાઓ-ભેટ ચોપડી ૦-૪-૦

૪૯૨ પૃષ્ટ-૧૩૫ ચિત્રો. ૭ ચોપડીનાં ગુચ્છના રૂ. ૨। ટ. ખર્ચ પાંચ આના.

## બાલજીવન કિશોર સાહિત્યમાળા

*(૧) કિશોર વાર્તાવલિ
*(૨) વીર પન્ના
(૩) ભવ્ય ભારત
(૪) આનંદતરંગ
(૫) પ્રશ્નધારા
(૬) સત્યકથાઓ

* ૧-૨ તૈયાર છે. બાકીની ચાલુ વર્ષમાં પ્રકટ થશે. ૬ ચોપડીના ગુચ્છના હાલ રૂ. ૨।, ટ. ખર્ચ સાથે. ગુચ્છના ગ્રાહક તરીકે નામ નોંધાવી લાભ મેળવો. છૂટક દરેક ચોપડીના ૬ આના. ટ. ખ. જૂદો.

## બાલજીવન પુસ્તકમાળા-ગુચ્છ ૨

(૧) બાળકોનું રામાયણ ભાગ ૧... ૧-૦-૦
(૨) બાળકોનું રામાયણ ભાગ ૨ ૧-૦-૦
(૩) અબુ નવાજ ૦-૧-૦
(૪) વિકરાળ વન ૦-૧૦-૦
(૫) પોચાનાં પરાક્રમો ૦-૬-૦
(૬) મૂર્ખમંડળ ૦-૩-૦
(૭) શેક્સપીઅરનાં કથાનકો ભાગ ૧ ૧-૦-૦
(૮) ,, ભાગ ૨ ૧-૦-૦

સાથે સામટી લેનારને ટપાલ ખર્ચ માફ.

બાલજીવન કાર્યાલય - જવાડા-વડોદરા

વર્ષ ૨૨ : અંક ૬ ]   ચૈત્ર : ૧૯૯૮   [ એપ્રિલ : ૧૯૪૨




## ટહૌકજે રે....

( હિવડા રે...ગોપિકા નાટક : ઢાળ )

ટહૌકજે રે લાલ વાડીના મોરલા,
ઝીલી પ્રભાત તેજ ઉજળાં–
ટહૌકજે રે....
રૂપ અનુપ જગ તારાં વર્ષી રહ્યાં
તારા ટહૂકારમાં વાદળ વરસી રહ્યાં,
લલિત કુસુમનાં હૈયાં હસી રહ્યાં–
ટહૌકજે રે....

તેજે અંઘોળતી ઉષા અલબેલડી,
કૂજને તને આવકારે કોયલડી,
લળી લળી વૃન્દે આનન્દે ફૂલવેલડી,
ટહૌકજે રે....
રજની શરદની પા–પા પગલિયે,
પાવન એવાં ઉમાને આંગણિયે,
રમતાં બાલુડાંના બોલડિયે—
ટહૌકજે રે...

ઈશની આશિષવર્ષા વરસાવવા,
ફૂલ જેવાં બાલજીવન વિકસાવવા,
જીવનમાં નવજીવન રેલાવવા....
ટહૌકજે રે....



પ્રાણશંકર ઉપાધ્યાય



# જાત–મહેનત

**આ**રબ દેશમાં એક મહાન પ્રતાપી પુરુષ થઇ ગયા; તેમનું નામ હજરત મહમ્મદ પેગંબર સાહેબ. પૃથ્વી ઉપર જેટલા મુસલમાનો છે, તેમના તે ધર્મગુરૂ થાય.

એક દિવસ હજરત સાહેબ તેમના શિષ્યવૃંદ સાથે બેઠા હતા, તે વખતે તેમની પાસે એક ભિખારી આવ્યો. તેણે કહ્યું, " હજરત, હું બહુ ગરીબ છું. આજ ત્રણ દિવસો થયાં મેં તથા મારા પુત્રોએ કશું યે ખાધું નથી. દયા કરીને મને કંઇક ભિક્ષા આપો. "

હજરત બહુ દયાળુ હતા. બીજાનું દુઃખ જાણી તેમનું હૃદય દયાથી દ્રવી જતું. આ ભિખારીને જોઇ તેમના દિલને ઘણું દુઃખ થયું. પરંતુ તેમણે એક વસ્તુ લક્ષ કરી. તેમણે જોયું કે તે ભિખારી બહુ વૃદ્ધ નથી, તથા તેના શરીરમાં બહુ જોર છે. તે જો કામ કરે તો તેનું તથા તેનાં સ્ત્રી-પુત્રનું ભરણપોષણ સારી રીતે કરી શકે. તેમણે મધુર કંઠે ભિખારીને કહ્યું, "ભાઇ, તું ભીખ શા માટે માગે છે? સંસારમાં શું તારી પાસે કશું યે નથી ?"

ભિખારીએ કહ્યું, "મારી પાસે ફક્ત એક જ કામળો છે; તેના ઉપર અમે બધા સૂઇએ છીએ, અને એક વાસણ છે, જેમાં આહાર કરી પાણી પીએ છીએ."

હજરતે કહ્યું, "ઠીક, તારું વાસણ એક વાર મારી પાસે લાવ."

તેમનું કહેવું સાંભળી ભિખારી ઘેર જઈ પાત્ર લઇ આવ્યો. હજરતે તેને (પાત્રને) હાથમાં લઇને બધા શિષ્યોને

સંબોધી કહ્યું, "આમાં એવું કોણ છે જે આ પાત્રને ખરીદી શકે?"

તે વખતે એક માણસે તેની કિંમત એક રૂપીઆ કરી. બીજા માણસે બે રૂપીઆ કહ્યા. હજરતે બીજા માણસને બે રૂપીએ તે પાત્ર વેચ્યું. પછી એક રૂપીઓ ભિખારીને આપીને કહ્યું, 'જા, બજારમાંથી એક કુહાડી લઇ આવ.'

હજરતે ભિખારીને એક પણ પૈસો આપ્યો નહિ. તે જોઇ ભિખારીને ઘણું આશ્ચર્ય થયું, પણ તે કંઇ પણ બોલ્યા વિના બજારમાં કુહાડી ખરીદવા ગયો.

ભિખારી કુહાડી લઇને આવ્યો ત્યારે હજરત મહમ્મદે તેને કહ્યું, "આ કુહાડી લઈ દરરોજ જંગલમાં લાકડાં કાપવા જજે અને બજારમાં તે લાકડાં વેચજે. તેનાથી જે પૈસા મળે તે ઘરખર્ચમાં વાપરજે, અને અર્ધા જમા કરજે. આ બીજો રૂપીઓ લે. તેનાથી આજે ખાવાની વસ્તુઓ લાવજે. ભિક્ષા અતિ નીચ વસ્તુ છે. હવેથી કોઇ દિવસ ભિક્ષા માગીશ નહિ."

હજરતનું આ કહેવું સાંભળી તે ભિખારી આનંદ પામતો ઘેર ગયો, અને બીજા દિવસથી બજારમાં લાકડાં વેચવા લાગ્યો. તે ઘણો જોરાવર હતો. એકી વખતે તે ઘણાં લાકડાં લાવી શકતો. કેટલાક સમય સુધી આ પ્રમાણે કામ કરતાં તેની ગરીબાઇ દૂર થઇ ગઈ.

એક દિવસ હજરત મહમ્મદ પેગમ્બર સાહેબ પાસે જઇને ભક્તિભાવે તે બોલ્યો, "હજરત, આપના જ ઉપદેશથી મેં કુહાડી ખરીદી અને તેનાથી મારી બધી ગરીબાઇ દૂર થઇ. હવે મને સમજાય છે કે સ્વાવલંબનમાં જ ખરૂં સુખ છે; જે બીજાની દયા ઉપર જીવે છે, તેનું દુઃખ કોઇ દિવસ ઓછું થતું નથી.*"

* બંગાળીમાંથી અનુવાદ.

રમણલાલ પટેલ



# પ્રાર્થના

જેણે બનાવી દુનિયા, તારામાં તેજ પૂર્યાં;
જેણે બનાવ્યા દરિયા, નદીઓમાં નીર મૂક્યાં.
જેણે બનાવ્યા ડુંગર, ઝાડોનાં ઝુંડ રોપ્યાં;
જેણે બનાવી અમને, રમતા અહીં જ મૂક્યાં.
જેણે બનાવ્યાં ફળ સૌ, ફૂલમાં સુગંધ મૂકી;
તેનું સ્મરણ કરૂં હું. તેને નમન કરૂં હું.
જેણે બનાવી દુનિયા........

[ ૨ ]
(દ્રુતવિલંબિત)

વિકટ સંકટમાં બળ આપજે,
અનીતિથી વિભુ તું જ ઉગારજે
વિશુદ્ધ જીવનજ્યોત જગાવજે,
જગતમાં પ્રભુ શાંતિ વહાવજે.
—રતિલાલ રા. અધ્વર્યુ

[ ૩ ]
[ વસંતતિલકા ]

દેખી સુખી જન તણાં સુખ નિત્ય રાચું;
દેખી દુઃખી જન તણાં દુઃખ કૈંક દાઝું;
ને સર્વને નિજ સહોદર શું પ્રમાણું;
એ બુદ્ધિ–શક્તિ પ્રભુ હું નિશદિન યાચું.
વીરબલ હ. મહેતા.




એક નાટિકા

દૃશ્ય ૧લું

**બાબી**—એં....એં....એં....મને બીસકીટ.... મને બે બીસકીટ.... એં.... એં....

**બા**—રડતી બંધ થાય છે કે નહિ? નહીતર પેલો અઘોરી બાવો ઝોળીમાં ઘાલીને ઉપાડી જશે. બોલાવું કે હમણાં?

**બાબી**—એં.... એં.... બીસકીટ-બીસકીટ.... મને એક નહિ પણ બે બીસકીટ.... આપ ને....

(જમીન પર આળોટવા માંડે છે.)

**બા**—એ બાવા.... આવ! આ નઠારી છોકરીને ઉપાડી જા. મારે નથી જોઇતી આવી છોકરી!

(ધમકાવીને) જો આવ્યો.... એ.... એ.... પકડી!....

(બાબી ડઘાઇને ચૂપ થઈ જાય છે. ઊઠી બારીમાં જૂએ છે. બારીમાં કોઈ નથી. બા કામે લાગે છે. બાબી થોડી વારે રમતમાં પડે છે.)

●

દૃશ્ય ૨જું

(થોડી વારે પડોશીનો કીકો આવે છે.)

**કીકો**—(બેઠેલે સાદે) બાબી.... બાબી.... રમવા આવે છે?

**બાબી**—જો હું હમણાં આવી હં અંઅં!

**બા**—(તડૂકીને) વળી આવ્યો કે પેલો અનાડી? અલ્યા કીકલા, ચાલ્યો જા તારે ઘેર, નહીતર તને ને આ બાબલીને બન્નેને અઘોરી બાવા પાસે પકડાવી દઉં છું.

(બા પાછાં કામમાં લાગી જાય છે.)

**કીકો**—બાબી. બા ભલે ને કહે ! બાવા કંઇ પકડે નહિ !

**બાબી**—બા કહે તે કંઇ ખોટું હોય ? મને તો બાવાની બીક લાગે છે.

**કીકો**—તું તારે ચાલ ને ! હું છું ને ! આપણે ક્યાં જવું છે તે ખબર છે ? પેલા હનુમાન મન્દિરમાં પૂજારી પંજરી વહેંચે છે ત્યાં.

**બાબી**—ના રે બા ! હું ત્યાં નહિ આવું. બા કહે છે કે બાવા પકડી જાય. પેલો પૂજારી મોટી દાઢીવાળો છે ને તેને બધા બાવાજી કહે છે ને ! હું તો ત્યાં નહિ આવું !

**કીકો**—બા છો ને કહે કે બાવાજી પકડી જાય ! બાવાજી કંઇ કોઇને પકડે નહિ અને હનુમાન મંદિરના પૂજારી બાવાજીને તો છોકરાં બહુ જ વહાલાં છે. બધાને ભેગાં કરી પ્રસાદી આપે છે. પછી બધાંને કહે "બચ્ચે લોક, બોલો જય સીતારામ !"–પછી બધાં મોટેથી બૂમ પાડે "જય સીતારામ" –ને પ્રસાદ લઈ લઇ ચાલતા થાય. ( સામે જોઇને ) ચાલ ચાલ જલદી– જો પ્રસાદ વહેંચાવા ય મંડયો !

( બન્ને જણાં ગુપચુપ ઘરની બહાર છટકી જાય છે. )

●

## દૃશ્ય ૩જું

**બાબી**—(પ્રસાદ ખાતી ખાતી) મા....આ....ઘું આ તો મજા ! બાવાજી પકડે તો નહિ ! ઉલટું ખાવાનું આપે. વળી "જય સીતારામ" કરાવે. હવે બા જ્યારે બીવરાવે ને ત્યારે જરાય બીઉં નહિ—

( ધીમે પગલે ઘર તરફ જાય છે. ઘરમાંથી ઘાંટો સંભળાય છે. )

બાબી........ઓ........બાબી ! આવી કે ? કયાં મરી ગઈ ? ઓ મારા ભગવાન ! હવે આ છોકરીનું શું કરવું ?

**બાબી**—શું બા, આ આવી– કહેવું છે કંઈ હવે !

**બા**—કયાં રખડવા ગઇ'તી ? બોલ, નહીતર બાવા પાસે પકડાવી દઉં છું !

**બાબી**—(હસી–હાથની તાળી પાડી) બા ભૂલી ! બા ભૂલી ! હું કંઇ હવે બાવાથી ડરવાની નથી. બાવા પકડે જ નહિ. આજ સુધી તું જૂઠું જ બોલી મને ડરાવ્યા કરતી હતી. બાવાજી હેતથી છોકરાંને ભેળાં કરે, "જય સીતારામ" બોલાવે, ને પ્રસાદ આપે.

**બા**—હવે તો મારે શું કરવું ? આને તો બાવાનો ય ડર ગયો !

હવે તો મારે તેને ડરાવવી ય શેણુ ? હવે તો મારી મારીને ઢીબો ભાંગી નાંખું તો છે !

**બાબી**—બા....ઓ....બા ! તું હવે મારવાની ને એમ ? તું કહેતી કે વાંદા કરડશે, એ યે ખોટું. તું કહેતી હતી કે હાઉ ખાઇ જશે એ પણ જૂઠું ! હવે તું મારી મારીને અમને કહ્યાગરાં-ડાહ્યાં બનાવશે ને ? વાંદા, હાઉ, બાવા કરતાં યે તું હવે ક્રૂર બનશે ને ? લે, માર ને કર ઝટપટ ડાહ્યાં અમને !

**બા**—હે ભગવાન ! આજકાલનાં આ નવીન શિક્ષણ પામેલાં બાળકોથી તો તોબા !

**બાબી**--(તાળી પાડી) વાંદો કરડે નહિ-હાઉ ખાય નહિ-બાવો પકડે નહિ-ને બા મારે ય નહિ-કેવી મજા ?

( બાબી બાના ખોળામાં લપાઈ જાય છે. બા હેતથી એને ચુંબન લેછે. એની રીસ ઊતરી જાય છે. ) **સંપતભાઈ**, બી. એ., એસ. ટી. સી.



## એક પંચમાંશ એટલે શું ?

શાળાની છોકરીઓને પ્રભાવતીબહેન અપૂર્ણાંકના દાખલા શીખવાડતાં હતાં. બરાબર સમજ પાડયા પછી એક છોકરીને ઉભી કરી એમણે પૂછયું: ' સરલા, ઊભી થા. એક પંચમાંશ એટલે કેટલા ? '

સરલાને કશી સમજ ન હતી એટલે એ ગૂપચૂપ ઊભી રહી.

પ્રભાબહેન ગુસ્સે થઇને બોલ્યાં: ' મૂરખી ! આટલી વાત તને નથી આવડતી? જો; હું બીજો દાખલો આપું. ધાર કે તારી પાસે એક આપુસની કેરી છે. તારે તે ખાવાની છે. હવે તને તારી ચાર બહેનપણીઓ મળવા આવી. તારી સાથે કુલ પાંચ જણ થયાં. હવે કેરી ખાવાને માટે તું કેરીનું શું કરે ? '

પ્રભાબહેનના પૂછવાનો અર્થ એમ હતો કે તું કેરીના કુલ કેટલા કટકા કરે ? પણ સરલા તો બિચારી સરલા જ હતી ! એણે જવાબ દીધો: ' ચારે બહેનપણીઓ એમને ઘેર પાછી જાય એની રાહ જોઉં, અને તે પછી જ આખી કેરી ખાઈ જાઉં ! '

## એમ કેમ ?

બા—રમણ, એમ કેમ કે ગઈ કાલે રાત્રે મેં લાડુની ત્રણ ગોળીઓ કબાટમાં મૂકી હતી અને અત્યારે માત્ર એક જ રહી છે ?

રમણ—બા, રાત્રે અંધારૂં હતું અને એ એક ગોળી રહી ગઇ તેની મને સરત ન રહી; નહિ તો એ પણ મારા પેટમાં જ હોત. **—છુમંતર**




વીર વૈરાગી નામે એક બહાદુર માણસ હતા. પંજાબમાં એ રહેતા. દિલ્લીના બાદશાહે એમને કહેવરાવ્યું, કે બાદશાહને નમી જાઓ તો બાદશાહ તમારે જોઇએ તે આપે. વીર વૈરાગીએ જવાબ દીધો, કે મરશું પણ નમશું નહિ. બાદશાહે હજારો સિપાઇઓની ફોજ મોકલી. વીર વૈરાગીને ઘેરી લીધા. લડતાં લડતાં તેનાં બધાં માણસો કપાઈ ગયાં. છેવટે વીર વૈરાગીને પકડી લીધા. તેમના સાત વરસના દીકરાને પણ પકડીને બાદશાહ પાસે દિલ્લી લઇ ગયા.

બાદશાહઃ—હવે તો તમારે મરવું જ પડશે.

વીર વૈરાગીઃ—મરવાની પરવા જ નથી. પરવા છે, એક ટેકની.

બાદશાહઃ—હજી યે માની જાઓ; અને તાબેદાર છું, એમ કહો.

વીર વૈરાગીઃ—એ નહિ બને.

બાદશાહઃ—તો હમણાં જ માથું કપાઈ જશે.

વીર વૈરાગીઃ—ખુશીથી, કાપી નાખો.

બાદશાહઃ—નથી માનવું ?

વીર વૈરાગીઃ—ના,

બાદશાહઃ—માની જાઓ અને જીવ બચાવો.

વીર વૈરાગીઃ—કોઇને નમીને પરાધીન બનવા કરતાં તો મરવું વધારે સારૂં. મરવાનો ડર નથી. બાયલા ડરે.

બાદશાહઃ—ત્યારે જોઉં છું તમારી બહાદુરી. તમારા આ કુમારનું માથું પણ તમારા દેખતાં જ કપાશે.

વીર વૈરાગીઃ—ખુશીથી.

બાદશાહઃ—કેમ અલ્યા છોકરા, તારે જીવવું છે કે મરવું છે ?

કુમારઃ—એ શું ? શાનું મરવું ?

બાદશાહઃ—આ તારા બાપુ અમને નથી નમતા. તેથી તેમનું માથું કાપી લઇશ. બોલ, તું નમશે ?

કુમારઃ—કદી નહિ. બાપુ ન નમે ને હું નમું ? નહિ નમું.

બાદશાહઃ—તો જોઇ આ તલવાર ? હમણાં જ માથું કાપી લઇશ.

કુમારઃ—જોઇ, જોઇ. ભલે, કાપી લો. હું નથી ડરવાનો.

બાદશાહઃ—માથું કાપશે એટલે શું થશે તે જાણે છે ?

કુમારઃ—હા, હા, લોહી નીકળશે. હું લડાઇમાં માથા કપાતાં રોજ જોતો હતો.

બાદશાહઃ—પણ તારું માથું કપાશે તો કષ્ટ થશે. તું મરી જઇશ.

કુમારઃ—મરી જઇશ ને ? ભલે. મારી નાખો. ભલે પીડા થાય.

બાદશાહઃ—તો ભલે, માથું ઝૂકાવ. હમણાં જ તલવાર મારૂં છું.

કુમારઃ—બાપુ, આને તમે મારતા કેમ નથી ?

બાપુઃ—આપણી પાસે હથિયાર નથી. આપણે બે કેદી છીએ.

કુમારઃ—લો ને, મારી મોજડી આપું, મારો ને ?

બાપુઃ—ના બેટા, આપણે તો મરવું છે.

કુમારઃ—તો હું મારૂં ?

બાપુઃ—ના બેટા.

બાદશાહઃ—એમ ? રહે. ચાલો જલ્લાદ ! તલવારથી આ છોકરાનું ડોકું ઉડાવી દો.

કુમારઃ—ઉડાવી દે, ઉડાવી દે. બાપુ, માથું કપાય તો શું બોલું ?

બાપુઃ—જય સત્‌ગુરૂ !

કુમારઃ—એ જ. ચાલો, કાપી નાખો માથું.

બાદશાહઃ—રોવું પડશે.

કુમારઃ—રોવે તારા જેવા. જો હું તો હસુંઃ હી....હી....હી....હી.

બાદશાહઃ—બસ, ખતમ કરી દો.

હાથમાં મોટી તરવાર લઇને જલ્લાદ આવે છે. કુમાર ઊભો રહે છે. કુમાર હસીને માથું ઝૂકાવે છે. જલ્લાદ તલવાર મારે છે. કુમાર જય સત્‌ગુરૂદેવ બોલે છે. માથું કપાઇને પડે છે. બાદશાહ કંપી જાય છે. ધન્ય કુમાર, ધન્ય ! એમ બધા કહે છે.

જીવરામ જોષી

# ફીલીપાઇન



ઈ. સ. ૧૫૨૧ માં માંગલેન નામના એક ફીરંગી નાવિકે ફીલીપાઇન ટાપુઓની શોધ કરી હતી. ઈ. સ. ૧૫૩૫ માં આ ટાપુઓ સ્પેનના હાથમાં આવ્યા. સ્પેનના રાજા ફીલીપિનસનાં નામ ઉપરથી આ ટાપુઓનું નામ ફીલીપાઇન પડયું. સ્પેનના વિજેતા લૅંગાસ્પીએ ૧૭૫૧ માં મનીલા નગર વસાવ્યું. સ્પેનના શાશનકાળમાં ફીલીપાઈનના વતનીઓની ઘણી જ ખરાબ દશા હતી. સ્પેનની શોષણનીતિને લીધે અહીંના રહેવાસીઓ અનાજના એકએક દાણા માટે ટળવળતા હતા. લૂંટફાટ અને દમનનું જબરૂં જોર હતું.

## સ્વતંત્રતાની ભૂખ જાગે છે.

આ બધાં દુઃખો સહન કરતાં કરતાં લોકો કંટાળી ગયા હતા. તેમનામાં જાગ્રતિ આવી. સ્વતંત્ર થવાના કોડ જાગ્યા. વિદેશી જૂલમગારોને ઊંચકીને ફેંકી દેવાની તમન્ના પેદા થઈ.

જેજુરીજલ નામનો એક જુવાન આગળ થયો. તેને જાતજાતનાં દુઃખો સહન કરવા પડયાં. સરકારે સ્વતંત્રતાનાં આંદોલનો દબાવી દેવાનો તનતોડ પ્રયત્ન કર્યો; પણ લોકોનો સ્વતંત્ર થવાનો ઉત્સાહ દિવસે દિવસે વધતો જ ગયો.

## સ્પેન નમતું જોખે છે.

જેજુરીજલ પછી ફીલીપાઇનની નેતાગીરી આગીનોલ્દોએ લીધી. આગીનોલ્દોએ દેશનાં છૂટાં પડી ગયેલાં મંડળોને એકઠાં કર્યાં. ઇ. સ. ૧૮૯૬ માં બધાએ એકઠા મળી પરદેશી સત્તાવાળાઓનો એવો તો જબરજસ્ત સામનો કર્યો કે સ્પેનિશ અધિકારીઓને નમવું પડયું.

સ્પેનિશ સરકારે આગીનોલ્દો અને તેના સાથીઓની ચોક્કસ સરતો કબૂલ કરી. આમાં પાંત્રીસ લાખ રૂપીઆ આપી આગીનોલ્દો અને તેના બીજા તેર સાથીદારોને બોલતા બંધ કર્યાં !

## અમેરિકાની લાલચ

ઇ. સ. ૧૮૬૮ માં અમેરિકા અને સ્પેન વચ્ચે લડાઇ શરૂ થઇ. અમેરિકનોએ આગીનોલ્ડોને હાથમાં લીધો, અને સરત કરી કે તમે જો સ્પેનની વિરૂદ્ધ અમને મદદ કરો અને અમારો વિજય થાય તો અમે તમને સ્વતંત્ર બનાવીશું.

આગીનોલ્ડો અને તેના સાથીઓએ અમેરિકાને મદદ કરી. અમેરિકનો જીત્યા. આગીનોલ્ડોએ પ્રજાસત્તાક તંત્રની સ્થાપના કરી. અમેરિકનો સામ્રાજ્યવાદી મનોવૃત્તિવાળા હોવાથી તેમને આ વાત પસંદ પડી નહિ. અમેરિકનોએ આગીનોલ્ડોનાં સ્વતંત્રતાનાં સ્વપ્નાનાં ચૂરેચૂરા કરી ફીલીપાઇન્સ પર પોતાના અધિકાર જમાવી દીધો !

## હોલામાંથી ચૂલામાં

સાચા દેશભક્તો અમેરિકનોની આ બેવફાઇ સહન કરી શકયા નહિ. સ્વતંત્ર થવા માટે તેઓએ તનતોડ પ્રયાસો કર્યા. છેવટે ૧૯૩૪ માં એક ફરમાન બહાર બહાર પાડી અમેરિકાએ જાહેર કર્યું કે ધીમેધીમે ૧૯૪૬ સુધીમાં ફીલીપીનોને સંપૂર્ણ સ્વતંત્રતા આપીશું. પણ ફીલીપાઇન્સના વતનીઓ સ્વતંત્ર બને તે પહેલાં ફરીથી આજની યાદવાસ્થળીએ નવો પલટો આણી દીધો છે. લગભગ આખું ફીલીપાઇનિ આજે જપાન કબજે કરીને બેઠું છે.

## દેશનો વિસ્તાર

ફીલીપાઈન્સ ટાપુઓમાં બધા મળીને ૭૦૮૩ ટાપુઓ છે. આમાંના કેટલાક તો એટલા બધા નાના છે કે આજ સુધી તેમનાં નામ પણ પાડવામાં આવ્યાં નથી. ઉત્તર તરફનો હઆયી ટાપુ જાપાનના ફારમોસા ટાપુથી ફકત ૬૫ માઇલ દૂર છે; અને દક્ષિણ તરફનો સાલોગા ટાપુ બોર્નિયોથી ફકત ૬૫ માઇલ દૂર છે. લુઝોન અને મિંડાનાઓ સૌથી મોટા ટાપુઓ છે.

## વસતિ અને આબાદી

લુઝોન આ ટાપુઓના સમૂહનો પ્રાણ કહેવાય છે, કારણ ફીલીપાઇનની રાજધાની મનીલા શહેર આ ટાપુમાં આવેલું છે. લુઝોન ટાપુ અને મનીલા વગેરે હવે તો જપાનીઓના હાથમાં આવી પડયાં છે. ફીલીપાઇન્સના લોકોની આબાદીનું એ મુખ્ય ધામ છે. ફીલીપાઇન્સની જમીન રસકસ વાળી છે. જંગલો ઘણાં છે. આ જંગલોમાંથી ઘણું કીંમતી લાકડું

નીકળે છે. ત્યાંની હવા સમશીતોષ્ણ છે. ૧૯૩૬ની વસતિ ગણતરી પ્રમાણે ત્યાંની લોકવસતિ ૧૪૭૩૧૩૭૧ ની છે. આમાં કેથોલિક ધર્મ પાળનારા



ફીલીપાઇન પ્રદેશના બે ગવૈયાઓ

મલાયનોની સંખ્યા વધારે છે. ચીની ૮૦૫૩૦ અને ૨૧૧૫૧ જાપાનીઓ છે.

અમેરિકનોના અમલ દરમ્યાન આ ટાપુઓમાં ઘણા સુધારા વધારા થયા ને લોકોની આર્થિક દશા સુધરી કહેવાય છે.

ડૉ. મોહનલાલ જ. પાઠક



# રામ વનવાસ

[ ફેબ્રુઆરી અંકના પાન ૧૮૬ થી આગળ ચાલુ ]

## પ્રવેશ ૫ મો

**સમય** : સવારનો.

**સ્થળ** : સીતાભવન.

[ રામ એકલા વિચારમાં બેઠા છે ત્યાં લક્ષ્મણ આવે છે. ]

લક્ષ્મણ—મોટા ભાઇ, પ્રણામ કરું છું.

રામ—( હસતાં હસતાં ) આવ, ભાઇ લક્ષ્મણ, બેસ.

લક્ષ્મણ—મોટા ભાઇ, આજે તો કાંઇ બહુ હસો છો. પણ મોટા ભાઇ, તમે નથી માનતા કે રાજ ભોગવવામાં બહુ દુઃખ છે ?

રામ—( હસતાં હસતાં ) હા ભાઈ, હું એ માનું છું અને તેથી રાજ્ય ભોગવવાનો જ નથી.

લક્ષ્મણ—મોટા ભાઇ, એ તો હવે થોડું જ ચાલવાનું છે ? આવતી કાલથી બધી ધૂંસરી તમારે જ લેવી પડશે ને ?

રામ—( હસતાં ) પણ હું એ લેવાનો જ નથી ને ?

લક્ષ્મણ—મોટા ભાઇ, તમે આવીવાત કરો તે કેમ ગળે ઊતરે ! પણ મને કહો ને કે સીતાદેવી ક્યાં ગયાં ?

રામ—મળવા આવ્યો હોઇશ, કેમ ?

લક્ષ્મણ—હા. એ તો મારો રોજનો નિયમ.

રામ—બેસ ત્યારે, હમણાં આવશે; આજે છેલ્લી વાર મળી લે.

લક્ષ્મણ—એટલે શું, મહારાણી બનશે ત્યારે મને મળવા આવવાની ય ના પાડશે !!

રામ—( હસતાં હસતાં ) હા; હા. ના પાડશે !! કાલથી જ તને અહીં આવવાની મના કરવી પડશે !

લક્ષ્મણ—મોટા ભાઇ, તમે સાત મના કરો ને તો ય હું દેવીનાં દર્શન કર્યા વિના રહું જ નહિ ને ? પણ સીતાદેવી કયાં ગયાં ?

રામ—એ તો બહાર ગયાં........

લક્ષ્મણ—આ આવ્યાં, લ્યો.

[ સીતા પ્રવેશ કરે છે. ]

સીતા—( હસતાં હસતાં ) આર્યપુત્ર, હું તો આવવાની જ.

રામ—માતાજીએ રજા આપી ?

સીતા—ન આપે એ કેમ બને ?

લક્ષ્મણ—( નમન કરતાં ) ભાભી, વંદન કરૂં છું.

સીતા—( આંખમાં આંસુ લાવીને ) હા ભાઇ, આજે છેલ્લી-વાર વંદન કરી લે. આવતી કાલે તો........



સીતા

રામ—( હસીને ) મના કરવી પડશે.

લક્ષ્મણ—ભાભી, તમે શું કહો છો તે હું સમજતો નથી. આવતી કાલે એવું શું બનવાનું છે ?

સીતા—( રામને ) લક્ષ્મણને આ બધી વાતની ખબર નથી કહી ?

લક્ષ્મણ—કયી ખબર ?

રામ—(હસીને) ના; હજુ હવે કહેવાની છે.

લક્ષ્મણ—મોટા ભાઈ કહો ને ત્યારે ? ( સીતાને ) તમે જ કહી દો ને.

સીતા—લક્ષ્મણ, અમારે તો અત્યારે જ વનમાં જવાનું છે.

લક્ષ્મણ—ખોટી વાત ! આમ ચીડાવો છો શું ! પછી મારો ય કોક દિ વારો આવશે હો ? અને પછી તમને રડાવીશ, જો ?

રામ—ભાઇ લક્ષ્મણ, મારે આજે જ વનમાં જવું એવો હુકમ થઇ

ગયો છે.

લક્ષ્મણ--કોનો હુકમ ?

રામ--પિતાજીનો.

સીતા--ના–કૈકેયી માતાનો.

લક્ષ્મણ--પણ એવો હુકમ કોઇ પણ શા માટે કરે ?

રામ--પિતાજીના વચનની ખાતર.

લક્ષ્મણ--મોટા ભાઇ, તમે આ બધું સાચું જ કહો છો કે હસી રહ્યા છો ?

સીતા--હસવાનું કેવું !

રામ--ભાઇ, સાચું જ કહું છું.

લક્ષ્મણ--ત્યારે આપણે અહીં હવે એકલા રહેવાના નથી જ.

સીતા--ત્યારે શું કરશો ?

લક્ષ્મણ--શું તે શું ? સાથે આવશું.

રામ--ભાઇ, ગાંડો ન થા. એમ કાંઇ બધાંથી સાથે અવાય છે ? વનવાસ તો મારે ભોગવવાનો છે; તારે નહિ.

લક્ષ્મણ--ત્યારે સીતાદેવી શાને કાજે આવે છે ?

સીતા--( હસતાં હસતાં ) મારો વાદ કાંઈ તમારાથી થાય ? તમે કંઈ રામને પરણ્યા છો ?

રામ--મેં તો સીતાને ય સાથે આવવાની ના જ પાડી છે; પણ એ હઠ કરી સાથે આવે છે.

સીતા--અને કૌશલ્યા માતાની આજ્ઞા પણ લઇ આવી છું.

લક્ષ્મણ--તો હું ય આ ચાલ્યો, સુમિત્રામાતાની આજ્ઞા લેવા.

(લક્ષ્મણ જાય છે. )

સીતા--( હસીને, લક્ષ્મણ સાંભળે તેમ ) ઉર્મિલાને ય પૂછતા આવજો, હોં કે ?

## પ્રવેશ ૬ ઠ્ઠો

**સમય** : સવારનો.

**સ્થળ** : સુમિત્રાભવન.

[ સુમિત્રા કાંઈક વિચારમાં બેઠાં છે; એટલામાં લક્ષ્મણ આવે છે. ]

લક્ષ્મણ--માતાજી ( સુમિત્રા વિચારમાં જ છે. ) માતાજી! કેમ બોલતાં નથી?


સુમિત્રા

સુમિત્રા-- (ચમકીને) કોણ? લક્ષ્મણ!

લક્ષ્મણ--હા માતા, પણ આપ આમ ઉદાસ કેમ દેખાઓ છો?

સુમિત્રા—( આંખમાં આંસુ લાવીને ) પુત્ર! બહુ માઠા સમાચાર બની ગયા છે.

લક્ષ્મણ—માતાજી, એ બધા મેં સાંભળ્યા; પણ હું તો તમને કહેવા આવ્યો છું કે.......

સુમિત્રા—શું?

લક્ષ્મણ--હું પણ મોટાભાઇ સાથે વનમાં જાઉં છું.

સુમિત્રા--પુત્ર, મારી હા જ છે. ( જરા વિચાર કરી ) પણ જરા ઊભો રહેજે.

[ એટલું કહી સુમિત્રા બહાર જાય છે. થોડી વાર થઇ ન થઈ ત્યાં ઉર્મિલા એકલી દાખલ થાય છે. ]

ઉર્મિલા--આર્યપુત્ર, માતાજીએ મને મોકલી છે. મારું કંઇ કામ છે?

લક્ષ્મણ--(મનમાં) હાં, સુમિત્રાએ મને રોકી રાખવાનો ઘાટ ઘડયો લાગે છે! કાંઇ ફીકર નહિ! એને સમજાવી શકીશ. (મોટેથી) હા, હા, તારું જ કામ છે.

ઉર્મિલા—(હસીને) મારું જ કામ! પણ હાં, એ તો મને કહો ને કે માતાજી આજ કાંઇ ઉદાસ છે?

લક્ષ્મણ—શું તને ખબર નથી?

ઉર્મિલા--શેની ખબર?

લક્ષ્મણ--(મનમાં) કયાંથી ખબર હોય! (મોટેથી) હાં; જો સાંભળ. રામને પિતાજીએ કૈકેયીના કહેવાથી ચૌદ વર્ષનો વનવાસ આપ્યો છે.

ઉર્મિલા—(મોંમાં આંગળી ઘાલીને) હેં ? હેં ? શું કહો છો ?

લક્ષ્મણ—ખરૂં જ કહું છું. અને એથી જ માતાજી ઉદાસ છે. પણ મારી એક વાત સાંભળી લે.

ઉર્મિલા—હા; બોલો.

લક્ષ્મણ—જો; હું પણ રામની સાથે જ જવા માગું છું. તારી હા છે ને ?



ઉર્મિલા

ઉર્મિલા—હું ય તમારી સાથે જ આવું તો ?

લક્ષ્મણ—બૈરાંઓનું વનમાં કામ નહિ. તારાથી ત્યાં ન જ અવાય, સમજી ? માટે મને જલદી હા પાડી દે. મારે થાય છે મોડું.

ઉર્મિલા—બહુ ઉતાવળ જ હોય તો મને સાથે લઇ લ્યો ને ?

લક્ષ્મણ—તું સમજે નહિ; પણ તારાથી ત્યાં ન આવી શકાય. નહીતર ના પાડું ?

ઉર્મિલા—તે તમે વનમાં જવાના ?

લક્ષ્મણ—હા.

ઉર્મિલા—કેટલાં જણ ?

લક્ષ્મણ—અમે ત્રણ.

ઉર્મિલા—ત્રણ કોણ ?

લક્ષ્મણ—રામ, સીતા અને હું.

ઉર્મિલા—સીતાદેવી સાથે જ આવે છે ?

લક્ષ્મણ—હા.

ઉર્મિલા--ત્યારે તો હુંય શાને ન આવું? હવે તો હું આવવાની જ. (હસીને) હાશ! ઠીક થયું કે ખબર પડી! હું સ્ત્રી છું; તો સીતાદેવી ક્યાં સ્ત્રી નથી!

લક્ષ્મણ--અરે ઉર્મિલા, આમ ગાંડી ન થા હો! જો સીતાદેવી હઠ કરે એ તો પાલવે; પણ તારાથી આવી હઠ ન થાય.

ઉર્મિલા—તમારું કહ્યું અમારે ગળે નથી ઊતરતું તો?

લક્ષ્મણ—(ઉર્મિલાની વધારે પાસે જઇને) તને ન જ લઇ જવાય એમ હું નથી કહેતો, પણ..........

ઉર્મિલા—(હસતાં હસતાં) એ પણ–બણ હવે કશું જ નહિ ચાલે. ચોરી પકડાઈ ગઇ!

લક્ષ્મણ—સાંભળ તો ખરી! જો તારા સાથે આવવાથી મોટા ભાઇની મુશ્કેલી ઉલટી વધશે.

ઉર્મિલા—કેવી રીતે?

લક્ષ્મણ—વનમાં તમારી સંભાળ રાખવી પડશે એથી.

ઉર્મિલા--સીતાદેવીની નહિ રાખવી પડે કેમ?

લક્ષ્મણ—એ સંભાળ રાખવા માટે જ હું કેમ નહિ જતો હોઉં!

ઉર્મિલા--તો પછી એકના ગોવાળ તેમ બેયના ગોવાળ થજો!

લક્ષ્મણ—(હસીને) તારી વાત સાવ સાચી છે. (ગંભીર થઇને) તું કહીશ કે તું સાથે આવવાનું શા માટે કહે છે?

ઉર્મિલા—હા, સેવા કરવા.

લક્ષ્મણ—બરોબર છે. સેવા જ કરવી છે ને?

ઉર્મિલા—હા, એ જ.

લક્ષ્મણ--ઉર્મિલા, હું તારી ભકિતથી પ્રસન્ન છું પણ....

ઉર્મિલા—એવું કાંઇ અમને સંભળાવશો નહિ.

લક્ષ્મણ—પણ ઉર્મિલા, જરા શાન્ત મને વિચાર કરી જો કે તારી સેવાની જરૂર ક્યાં છે?

( ઉર્મિલા કશો ઉત્તર આપતી નથી એટલે લક્ષ્મણ આગળ બોલે છે. )

જો, અમે ત્રણ વનમાં જઇશું પછી અહીં માતાજી અને પિતાજીની બરદાસ કરનાર કોણ રહ્યું? ઉર્મિલા, હું જ કહું છું કે મારી ખાતર તું અહીં જ રહે. મને એ બહુ ગમશે. (થોડી વાર બેમાંથી કોઇ જ બોલતું

નથી. પછી થોડી વારે)

ઉર્મિલા--(ગંભીરતાથી) હું અહીં જ રહું એમ તમે ઇચ્છો છો?

લક્ષ્મણ—હા, ઉર્મિલા, મારી ખાતર.

ઉર્મિલા--એ તમને બહુ ગમશે?

લક્ષ્મણ—હા અને એથી તું ય મને અધિક ગમશે.

ઉર્મિલા—(ગંભીરતાથી) તો ભલે; આપ સુખેથી સીધાવો.

લક્ષ્મણ—ઉર્મિલા, આમ મારાથી નહિ જવાય.

ઉર્મિલા—(ગંભીરતાથી) હું વિચાર કરીને કહું છું કે આપ સુખેથી જાવ.

લક્ષ્મણ—આવી લુખ્ખી હા ન જોઈએ.

ઉર્મિલા—(ગંભીરતાથી) એટલે? તમે શું માગો છો?

લક્ષ્મણ--તારું સદાય સોહામણું હાસ્ય!

ઉર્મિલા--(મોં મલકાવીને) જો ઠગારા! કેવા જબરા છો!

લક્ષ્મણ--(ઉતાવળથી) ઉર્મિલા હવે હું સુખેથી જાઉં છું.

(લક્ષ્મણ જવા માંડે છે)

ઉર્મિલા--(હસતાં હસતાં) ભલે સીધાવો; અને વહેલા વળજો.

સ્વ. **જેઠાલાલ છ. ચૌધરી,** બી. એ., એસ. ટી. સી. ડી.

[ આ નાટકનો આગળનો રસમય ભાગ આવતા અંકમાં. ]



## એક રૂપિયામાં 'બાલજીવન'

### શ્રીયુત રા. રા. ધીરજલાલ જેઠાલાલ જામખંભાલીઆ

તરફથી 'બાલજીવન' માટે રૂા. ૩) મળ્યા છે. તેમાંથી ભીલ, હરિજન, રાની પરજ, વગેરે સંસ્થા, શાળા કે છાત્રાલય પૈકી જે પહેલાં ૩ નામો આવશે તેમને રૂા. ૧)માં 'બાલજીવન' ૧૨ માસ લગી ભેટચોપડી સાથે આપવામાં આવશે. રૂા. ૧) મની–ઑર્ડર કરી અત્રે મોકલવો. જે ગ્રાહક માસિક મગાવતા હોય તેમને અથવા વ્યકિતને માસિક આ રીતે આપવામાં આવશે નહિ. હજુ લગી જે અત્રે ગ્રાહક તરીકે નથી એવી ઉપર દર્શાવેલી પછાત ગણાતી કોમો પૈકીની સંસ્થાને જ આપવામાં આવશે. વહેલો તે પહેલો.

**બાલજીવન કાર્યાલય, બાજવાડા, વડોદરા**



# ચિતોડગઢ

ચિતોડનું નામ તો તમે સર્વેએ સાંભળ્યું જ હશે. ચિતોડગઢ એના કિલ્લા માટે આખા ભારતવર્ષમાં નહિ પણ આખી દુનિયામાં પ્રસિદ્ધ છે. તમારા મનમાં એની આટલી પ્રખ્યાતિ માટે શંકા ઊઠશે, અને તે બાબત સાંભળવાની ઇચ્છા થશે.

ચિતોડનો કિલ્લો ઘણા જુના વખતથી ભારતવર્ષમાં મશહૂર છે. આ કિલ્લો ચિતોડ પાસે એક પહાડ પર આવેલો છે. તે દોઢ માઈલ લાંબો છે. આ કિલ્લો જોવા સેંકડો નહિ પણ હજારો માઇલથી લોકો આવે છે.

આ કિલ્લાના પત્થરો રજપૂત વીર અને વીરાંગનાઓના લોહીથી રંગાયલા છે. હજારો રજપૂત વીરોએ પોતાની ધર્મરક્ષા માટે સહર્ષ અહીં બલિદાન આપ્યાં છે. સેંકડો રજપૂત વીરાંગનાઓ પોતાના સતીત્વ માટે અને દેશની રક્ષા માટે અગ્નિની પ્રચંડ જ્વાળામાં જીવતી ભસ્મ થઇ છે.

દિલ્લીના બાદશાહોએ આ કિલ્લાને પોતાના કબજામાં લેવાની ઇચ્છા કરી હતી. મોગલ બાદશાહ અલાઉદ્દીન ખીલજી અને અકબર બાદશાહ આ કિલ્લા પર ઘણા મોહિત થયા હતા; પરંતુ મેવાડના વીર રજપૂતો જ્યાંસુધી જીવતા રહ્યા ત્યાં સુધી તેને પરાધીન થવા દીધો નહિ.

કિલ્લાની અમૂલ્ય વસ્તુઓમાં એક કીર્તિ–સ્થંભ છે. તેની પ્રાચીન કળા અને ખૂબસૂરતી જોઇને જુના વખતના કારીગરોની ચતુરાઇનું ભાન થાય છે. તેની પર કંડારેલી પત્થરની મૂર્તિઓનું મુસલમાનોએ ખંડન કર્યું છે.

જયંતીલાલ શંભુલાલ લોઢાવાળા



રજપૂતાનાના કીર્તિપ્રદેશ ચિત્તોડગઢમાં આવેલો ઐતિહાસિક પદ્મિનીમહાલ



# ભગવાન મહાવીરસ્વામી

**ભ**ગવાન મહાવીરસ્વામીના નામથી કોઈ અજાણ નહિ હોય. મહાવીર સ્વામી જૈનોના ચોવીસમા તીર્થંકર તરીકે પ્રસિદ્ધ છે. જૈનોના ત્રેવીસમા તીર્થંકર પાર્શ્વનાથ પછી ૨૫૦ વર્ષ બાદ એટલે કે, ઈ. સ. ૫૨૭ વર્ષ પૂર્વે ભગવાન મહાવીરનો જન્મ કુંડલપુરમાં થયો હતો.

તેમના પિતાનું નામ સિદ્ધાર્થ હતું. તેઓ કુંડલપુરના ઇક્ષ્વાકુ વંશના રાજા હતા. માતાનું નામ ત્રિશલા દેવી હતું. એમનો જન્મ ચૈત્ર સુદી ૩ ને દિને થયો. હાલમાં એ જ ચૈત્ર સુદી ૧૩ નો દિન આખા ભારત વર્ષમાં 'મહાવીર જયંતી' તરીકે ઉજવાય છે.

ભગવાનને જન્મથી જ ત્રણ જ્ઞાન (મતિજ્ઞાન, શ્રતજ્ઞાન, અવધિજ્ઞાન) પ્રાપ્ત હતાં. એમના શરીરની ઉંચાઇ સાત હાથ જેટલી હતી. એમનું ઘરમાંથી વર્ધમાન નામ રખાયું હતું.

જ્યારે સ્વર્ગમાં આ મહાપુરુષની વાત ચર્ચાઇ ત્યારે એક દેવ એમની પરીક્ષા કરવા આવ્યો. જ્યારે તેઓ બીજા બાળકો સાથે વનમાં ક્રીડા ખેલવા ગયા હતા ત્યારે તે દેવે ભયંકર નાગનો વેશ ધારણ કર્યો. ઝાડ પર બધાં બાળકો બેઠાં હતાં. નાગ છેક વૃક્ષની નીચેથી તે છેક ઉપર સુધી વીંટળાઇ ગયો. આ દૃશ્ય જોઇ બધાં બાળકો બીકનાં માર્યાં નીચે ઊતરી ગયાં, ત્યારે એકલા વર્ધમાન એ નાગના માથા પર બેસી ગયા. આ દેવે એની સ્તુતી કરી અને એણે એનું નામ 'મહાવીર' પાડ્યું.

એમણે લગ્ન કર્યાં નહિ. ત્રીસ વર્ષ સુધી તેઓ કુમારકાળમાં ઘરમાં રહ્યા. એમને એક દિવસે વૈરાગ્ય ઉત્પન્ન થયો. તે વખતે લોકો યજ્ઞમાં જીવોને હોમતા હતા, અને તેમાં ધર્મ માનતા હતા. આ બધું જોઇને તેમનું મન કરૂણરસથી ઉભરાઇ ગયું અને તેમના મનમાં વૈરાગ્ય ઉત્પન્ન થયો. તેમણે ૩૦ વર્ષની વયે કાર્તક વદી ૧૦ ને દિવસે દીક્ષા ધારણ કરી.

તે વખતે જ એમને ચોથું જ્ઞાન મનઃપર્યય જ્ઞાન પ્રાપ્ત થયું કે જેથી પારકાના મનની બધી વાતો જાણી શકાય છે.

એક દિવસ વિહાર કરતા ભગવાન મહાવીરે સ્મશાનમાં 'પ્રતિમા યોગ' ધારણ કર્યો. આ જોઇને એક દેવે એમના ધૈર્યની પરીક્ષા કરવા

ઘણા મોટા મોટા ઉપસર્ગો કર્યા; પરંતુ ભગવાનના મનને સમાધિમાંથી ડગાવી શકયા નહિ. તે સમયે તે દેવે એમનું નામ ' અતિવીર ' રાખ્યું. હવે ભગવાનનાં ત્રણ નામ થયાં. (૧) વર્ધમાન. (૨) મહાવીર (૩) અતિવીર. વીર અને સન્મતિ એ બે નામ પણ ભગવાનનાં છે. તેઓ કૌશાલી નગરીમાં ગયા હતા ત્યારે પણ તેમના ઉપર ઉપસર્ગો (વિઘ્નો) આવ્યાં હતાં; પણ તેમાંએ તેઓ સફળ થયા હતા. તેમને સતત બાર વર્ષના તપથી છેલ્લું ' કેવળજ્ઞાન ' પ્રાપ્ત થયું, જેથી જગતની ભૂત, ભવિષ્ય અને વર્તમાનની બધી વાતો જાણી શકાય છે. તેમને કેવળજ્ઞાન વૈશાખ સુદી દશમને દિને પ્રાપ્ત થયું હતું.

દેવોએ પણ સમોશરણ (મહાસભા) ગોઠવીને જ્ઞાન કલ્યાણ ઉત્સવ ઊજવ્યો. સંપૂર્ણજ્ઞાન (કેવળજ્ઞાન) પ્રાપ્ત કર્યા પછી ભગવાન મહાવીરે ત્રીસ વર્ષ લગી અનેક દેશોમાં ભ્રમણ કરી ' અહિંસા ' ધર્મનો ઉપદેશ કર્યો, જેનાથી આખા ભારતવર્ષ (હિંદુસ્થાન) માં પશુયજ્ઞોની અને પશુઓના બલિદાનની ઘાતકી પ્રથાઓ નાશ પામી.

જ્યારે તેમની જિંદગીમાં એક માસ બાકી રહ્યો ત્યારે તેઓ પાવાપુરી (બિહાર) પર ગયા. ત્યાં તેમનો દિવ્ય ધ્વનિ (ઉપદેશ) બંધ થયો. તેમણે આજથી ૨૪૬૮ વર્ષ પૂર્વે આસો વદ અમાસના પ્રાતઃકાળમાં મોક્ષગમન કર્યું. એ જ દિવસે સાંજના એમના પ્રથમ ગણધર ગૌતમસ્વામીને કેવળ જ્ઞાન પ્રાપ્ત થયું. દેવોએ રત્નોના દીવા પ્રકટાવ્યા. તેથી જ તે દિવસ દીપાવલી (દિવાળી) ના નામથી ઓળખાવા લાગ્યો.

આજે ભારતવર્ષમાં ભગવાન મહાવીરના અનુયાયીઓ (જૈનો)ની સંખ્યા મોટી છે. ભગવાન મહાવીરસ્વામીનો ભારતવર્ષ પર મોટો ઉપકાર છે. તેમણે હિંસા થતી અટકાવી અને દૂર કરી, વર્ણવ્યવસ્થાનાં પાખંડ હઠાવ્યાં. સ્ત્રીઓ અને શૂદ્રોને ધર્મસેવનના સંપૂર્ણ અધિકારો આપ્યા, અને માનવપ્રેમનો જ નહિ પણ પ્રાણીમાત્ર ઉપર પ્રેમનો પ્રચાર કર્યો. આજે મહાવીર સ્વામીની યાદમાં વીર સંવત ૨૪૬૮ ચાલે છે. તેમને હજારો વંદન હજો.

**બાબુભાઈ મૂળચંદ કાપડીઆ**






## નવલકાંત ભાવસાર

નવલકાંત ભાવસારનો જન્મ ૪-૨-૧૯૧૦ ના રોજ શુક્રવારે થયો હતો.

કોલેજમાં તેમણે વિજ્ઞાન વિષયનો અભ્યાસ કર્યો અને તેમાં પસાર થયા બાદ ઈ. સ. ૧૯૩૩માં ચાંડોદની મેજર હાર્વે મીડલ સ્કૂલ-માંડવાની હાઈસ્કૂલના મુખ્ય શિક્ષક નીમાયા.

શાળાના ઉપરી તરીકેની તેમની કારકીર્દી અત્યંત લોકપ્રિય અને યશસ્વી પુરવાર થઈ છે. તેમણે સમર્થ અને સહૃદયી શિક્ષણકાર તરીકે શાળામાં નામ કાઢયું છે. વિદ્યાર્થીવર્ગમાં એમની લોકપ્રિયતા હદ ઉપરની છે.

તેમને મુસાફરીનો ખૂબ શોખ છે. આજ સુધીમાં પંજાબ, ખાનદેશ, ગુજરાત, કાઠિઆવાડ અને બીજાં જોવાલાયક અનેક સ્થળોએ તેમણે પ્રવાસ કર્યો છે.


નવલકાંત ભાવસાર

તેઓ વિજ્ઞાનવિશારદ છે. આપણા 'બાલજીવન' ના તંત્રી શ્રી. રમણલાલભાઈએ તેમને બાલસાહિત્યના લેખક બનાવી દીધા છે. બાળકો માટે વિજ્ઞાનને લગતું ઘણું સાહિત્ય એમણે લખ્યું છે.

એમનાં નીચેનાં પુસ્તકો બહાર પડી ચૂકયાં છે.

(૧) એવું કેમ? (૨) વિજ્ઞાન વિનોદ. (૩) વિજ્ઞાન વિહાર ભાગ ૧. (૪) વિજ્ઞાન વિહાર ભાગ ૨. (૫) વિજ્ઞાન વિહાર ભાગ ૩ અને (૬) ભાગ ૪

બાળકો માટે તેઓ હજી ઘણું બધું લખે એમ ઇચ્છીએ.

શ્રી. નવલકાંત જ્ઞાતિએ ભાવસાર છે. તેઓ કઠોરના વતની છે. સ્વભાવે ખૂબ મિલનસાર અને આનંદી છે. એમનાં અનેક લખાણો માધ્ય-

મિક શાળા માટેનાં પાઠ્યપુસ્તકોમાં લેવાયાં છે એ જ એમનાં લખાણોની સંગીનતા અને ચિરંજીવપણાની શાખ પૂરે છે.



## કીરતન લટકારી

કીરતન લટકારીના નામથી પ્રસિદ્ધ કરતા કીરતનલાલ રમણલાલ કડકિયા મૂળ બાલાસિનોરના વતની છે.

તેઓએ પ્રીવીઅસ સુધીનો અભ્યાસ કર્યો છે.

નાનપણથી એમને વાંચવાનો ખૂબ શોખ હતો. નાનપણના આ સાહિત્ય શોખે એમને માટે એક નવી દિશા ઉઘાડી, અને પાંચેક વર્ષ પહેલાં એમણે બાળકો માટે લખવા કલમ પકડી.

ગોધરામાં અભ્યાસ કરતા હતા ત્યારે 'બાલસંઘ' માં તેમણે 'બાલ-કુંજ'નું સંપાદન કર્યું હતું. તે ઉપરાંત એઓશ્રી મેટ્રિકમાં હતા ત્યારે તેમણે 'પુકાર' નામનું એક પત્ર કાઢવામાં યોગ્ય સહકાર આપ્યો હતો.


કીરતન લટકારી

તેમણે હિંદી સાહિત્યનો પણ અભ્યાસ કર્યો છે. હિંદી અને અંગ્રેજી બાળ લખાણોના તેમણે અનુવાદ કર્યા છે. એમનો પ્રિય વિષય બાલ-સાહિત્ય છે.

તેઓ હાલ મુંબઇ એમના મામાને ત્યાં રહે છે. એમના મામા કાગળના વહેપારી છે. તેમની વ્યવસ્થામાં મદદ કરે છે. તે ઉપરાંત 'બાલશક્તિ' ગ્રંથાવલિનું સંપાદન કરે છે. એ ગ્રંથાવલિમાં એમનાં પુસ્તકો પૈડું. પોપટની મુસાફરી. લોકનાયકો. ઉદરમામા. ચાંદામામા પ્રગટ થયાં છે.

આપણું 'બાલજીવન' માસિક એમણે જોયું છે અને લખે છેઃ 'બાલ સાહિત્યના પ્રદેશમાં 'બાલજીવન' માસિકે સાહસિક સફર કરી બાલ-સાહિત્યની સુંદર સેવા કરી છે'

આપણે એમની સાહિત્યની પ્રવૃત્તિમાં ફત્તેહ ઇચ્છીએ.

શાંતિલાલ દામોદરદાસ મહાજન



# ચતુર ઉંદર

એક મોટું શહેર હતું. એ શહેરની બહાર એક વિશાળ વડનું ઝાડ ઊગેલું હતું. એ ઝાડનો આશ્રય લઈ ચાર પ્રાણીઓ રહેતાં હતાં. એક ઘુવડ, બીજી બિલાડી, ત્રીજો ઉંદર અને ચોથો નોળિયો.

ઉંદર અને નોળિયાએ ઝાડના મૂળ નીચેની બખોલમાં પોતપોતાનાં દર કર્યાં હતાં. બિલાડી ઝાડની એક બખોલમાં પોતાનો વાસ કરીને રહી હતી. ઘુવડ ઝાડની ડાળી ઉપર રહેતું હતું.

હવે આ પ્રાણીઓને અંદરઅંદર દુશ્મનાવટ હતી. બિલાડીથી નોળિયો, ઉંદર અને ઘુવડ, ત્રણે બીતાં હતાં. એ બધાની સાથે એને જન્મોજન્મની દુશ્મનાવટ હતી. બિચારા ઉંદરને તો ત્રણે પ્રાણી દુશ્મન સમાન હતાં, કારણ નોળિયો, ઘુવડ અથવા બિલાડી, ત્રણમાંથી ગમે તે લાગ મળે ત્યારે એને મારી ખાવા ચૂકે એમ ન હતાં.

વડના ઝાડ નજીક એક અનાજનું ખેતર હતું, અને એની અંદર રખડી રઝળીને બધાં પ્રાણીઓ પોતપોતાનો ભક્ષ મેળવી લેતાં હતાં. ઉંદર અને ઘુવડ તથા નોળિયો બનતા લગી પોતાના ભક્ષની શોધમાં રાતની વખતે નીકળતાં હતાં. બિલાડીને તો દિવસ અને રાત બંને સરખાં, એટલે એ એની મરજી પડે ત્યારે પોતાનો ભક્ષ મેળવવા દહાડે અથવા રાતે બહાર નીકળી પડતી હતી.

એક વાર એક વાઘરીએ અનાજના ખેતરમાં જનાવર પકડવા જાળ પાથરી હતી તેની અંદર અનાયાસે બિલાડી સપડાઈ ગઈ.

ઉંદરને જ્યારે બિલાડીની દુર્દશાની ખબર પડી ત્યારે એ તો ઘરની

બહાર નીકળી ખેતરમાં ગયો અને હરખથી નાચવા જ મંડી પડયો. એની જન્મારાની વેરી આજ આપમેળે આફતમાં ફસાઇ પડી હતી, એટલે એને ખૂબ આનંદ થાય એ સ્વાભાવિક હતું.

પણ એનો આનંદ વધારે વખત ટકી શકયો નહિ. નોળિયો અને ઘુવડ બિલાડીથી બીતાં હતાં. તેમણે જોયું કે બિલાડી તો જાળમાં સપડાઈ છે, એટલે તેઓ ખેતરમાં છૂટથી ફરવા મંડયાં.

એટલામાં એમણે ઉંદરને જોયો, અને હવે બિલાડીનો ભય રહ્યો નહિ, એટલે બંનેએ એને પકડવા તૈયારી કરી. નોળિયો ખેતરમાં ઊગેલાં અનાજના છોડ વચ્ચે થઇ ઉંદર તરફ ધસ્યો, જ્યારે ઘુવડ ખેતરની ઉપર પાંખો ફફડાવી ઉંદરની આજુબાજુ ચક્રાવો લેવા લાગ્યો.

ગરીબ બાપડો ઉંદર ! એને તો ઓલામાંથી નીકળી ચૂલામાં પડવા જેવો મામલો ઊભો થયો. એ ખૂબ અકળાઇ ગયો અને સામે ઝઝૂમી રહેલા ભયનો શી રીતે સામનો કરવો એનો વિચાર કરવા લાગ્યો.

ઉંદરે વિચાર કર્યો: ' જો હું બિલાડીથી દૂર જાઉં છું તો નોળિયો અને ઘુવડ તરત જ મારી મીજબાની ઉડાવવા તૈયાર થઈ રહ્યાં છે. જો હું બિલાડીની નજીક જાઉં છું તો પંજાની એક જ થપાટથી તે મારા આયુષ્યની દોરી પલક વારમાં તોડી નાખી શકે એમ છે. બંને બાજુ મોત સ્પષ્ટ દેખાય છે: પણ બિલાડી અત્યારે પોતે જ આફતમાં છે. જો હું એને મદદ કરૂં અને જાળમાંથી છોડાવું તો કદાચ એ મને જીવતો રહેવા દે. હું બિલાડીની નજીક હોઉં એટલે ઘુવડ અને નોળિયો બંને મારી નજીક આવવાની હિંમત કરી શકશે નહિ. '

આવો વિચાર કરી એ બિલાડીની પાસે ગયો અને કહેવા લાગ્યો:



'બિલાડીબાઇ, સવારે વાઘરી આવશે એટલે તમને જીવતાં નહિ છોડે. એ વાઘરી તો મુડદાલ જનાવરનું માંસ પણ ખાય છે. તમારી ગમે એટલી હોંશિયારી છતાં તમને છોડે એવી આશા જરા યે ન રાખશો. '

બિલાડી ઘુરકીને બોલી: ' મારું તો સવારે થવાનું હશે તે થશે; પણ તારા જાનની તો અત્યારે પણ કયાં સલામતી છે ? આ ઘુવડ અથવા નોળિયો હમણાં જ તારો કોળિયો કરી જશે. '

'બિલાડીબહેન,' ઉંદર ખુલાસો કરતાં બોલ્યો, 'મને એની ખબર છે માટે જ હું તમારે શરણે આવ્યો છું. તમારા માથે મોત ભમે છે એ વાતનો વિચાર કરી તમે મને ન મારવાનું વચન આપો તો એના બદલામાં હું તમારી જાળના તાંતણા મારા દાંત વતી કાપી કાઢી તમને છૂટાં કરૂં. તમે મને મારી નાખવાની લાલચ રોકી નહિ જ શકો તો સવારે તમારું મોત સો ટકા નક્કી છે એ તમે જાણો છો. એ મોતમાંથી હું તમને બચાવું અને તમે મને બચાવો. હું તમારી પાસે હોઇશ એટલે ઘુવડ અને નોળિયો મને પકડવા તમારી નજીક આવવાની હિંમત કરશે નહિ.'

બિલાડીને આ અદ્ભૂત યોજના બરાબર ગમી. એણે ઉંદરને અભય વચન આપ્યું. બિલાડીના વચનની કિંમત કેટલી તે ઉંદર બરાબર સમજતો હતો, પણ અત્યારે પ્રાણસંકટ છે એટલે એનો જાન સલામત છે એમ શ્રદ્ધા રાખી એ બિલાડીની છેક પાસે ગયો. નોળિયો ને ઘુવડ ઉંદરની ચાલાકી સમજી ગયા. એ બિલાડીની નજીક આવવા હિંમત કરી શકે એમ ન હતા, એટલે ત્યાંથી વિદાય થયા.



ઉંદરને મારી નાખવાનું તો બિલાડીને બહુ જ મન થયું, પણ પછી પોતાના મોતને પણ વધારે વાર ન હતી એ બિલાડીબાઇ સમજતાં હતાં, એટલે એણે ઉંદરને કશી ઈજા ન કરી. ઉંદર ધીમે ધીમે જાળ કાપવા મંડયો.

બિલાડી ઉંદરની ઢીલથી કંટાળી. એ કહેવા લાગી: 'ઉંદરભાઈ, જરા ઝડપ કરો. બહુ ધીમું કામ થાય છે.'

ઉંદર હાએ હા કર્યા કરતો, પણ એ જરા યે ઉતાવળ કરતો નહિ. એ ઝટઝટ કામ પતાવી નાખે તો બિલાડી વખતે પોતાની ગરજ મટી જતાં પોતાનો કોળિયો કરી જાય તો શું કરવું ? દગાબાજ સ્વાર્થી જીવો સ્વાર્થની વાત આવે ત્યારે ખૂબ સહેલાઇથી પોતાનાં વચનો વિસરી જઇ શકે છે; એટલું જ નહિ પણ પોતાની નીચતા છૂપાવવા ઉપરથી નીતિ અને સત્યની ડાહીડાહી આડંબરભરેલી વાતો પણ કરી જાણે છે.

એમ કરતાં કરતાં સવાર પડવાની વેળા થઈ. મોંસૂજણું થયું. દૂરથી મંગો વાઘરી જાળ આગળ આવતો જણાયો. બિલાડીએ ગભરાઇને ઉંદરને ખૂબ ઝડપ વાપરવા આગ્રહ કર્યો. ઉંદર તો તૈયાર જ હતો. જાળના બંધનો છેલ્લો તાંતણો દાંત વતી કાપી નાખ્યો અને બિલાડી છૂટી થઈ

ગઈ. ઉંદર ઝડપથી છલંગ મારી દૂરદૂર નાસી ગયો. વાઘરીની બીકથી બિલાડી પણ દોડતી દોડતી બીજા રસ્તે નાસી ગઇ. મંગો હાથ ઘસતો રહી ગયો. એની જાળમાં હલકામાં હલકી જાતનું બિલાડી જેવું જાનવર પણ ન સપડાયું, અને નફામાં મોંઘી જાળ કપાઇ ગઇ તે જૂદી !

* * *

બેચાર દિવસ રહીને બિલાડી વડના ઝાડ તળે ઉંદરના દર પાસે ગઇ અને કહેવા લાગી: ' ઉંદરભાઈ, જરા બહાર આવો. આપણે વાતો કરીએ. તે દિવસે તમે મને કેટલી મહેનતથી મોતમાંથી બચાવી એ મને બરાબર યાદ છે. હું તે દિવસથી તમારી મિત્ર બની ગઇ છું. હવે તમને હું કદી ઇજા કરૂં એમ નથી. '

ઉંદર દરમાંથી જરા પણ બહાર ન નીકળ્યો. અંદર રહ્યારહ્યા એણે જવાબ દીધો: ' બિલાડીબહેન, તમે ગમે એટલી મિત્રતા રાખો, પણ તમારો સ્વભાવ તમે કદી છોડી શકો એ ન બને. તમારાં જૂઠાં પોલાં વચનો, શબ્દછળ, ઢોંગ અને પતરાજી ભરેલા આડંબરથી કોઇ બીજો ભોળવાય તો ભલે. તે દિવસે અકસ્માત રીતે સંજોગો જ એવા ઊભા થયેલા કે તમે મને કશી ઇજા ન કરી. તે વખતે તમને મારી ગરજ હતી. મેં પણ તમારો પ્રાણ બચાવી એનો બદલો વાળી આપ્યો. હવે હું તમારા સપાટામાં ફરીથી આવું તો મારી શી દશા થાય એ ન સમજું એવો હું મૂર્ખ નથી. હવે તો બિલાડીબાઇ, તમારા નમ્ર સેવકના તમને સવિનય હજારો નમસ્કાર છે ! હવે તમે અત્રેથી વિદાય થાઓ એટલી જ મારી આજીજી છે. '

અહીં પોતાનું કાંઇ વળે એમ નથી એવી ખાતરી થવાથી બિલાડી બીજા કોઇ શિકારની શોધમાં નીકળી પડી.

**રમણલાલ નાનાલાલ શાહ**

## તમારું સરનામું બદલાયું છે?

બ્રહ્મદેશ, કલકત્તા, મુંબઈ, કરાચી અને બીજાં શહેરોના જેજે ગ્રાહકોએ પોતાની રહેવાની જગા બદલી હોય તે તે ગ્રાહકોને ખાસ વિનંતિ છે કે બદલાયલા નવા સરનામાની અમને તરત ખબર આપજો. કેટલાક અંકો ' માલિક નથી 'એવા શેરા સાથે પાછા આવે છે. આજની વિકટ પરિસ્થિતમાં અંકો વધુ છાપવા પરવડતા નથી એટલે પાછળથી જૂના અંકો બિલકુલ મળી શકશે નહિ. સરનામું બદલવા પત્ર લખો ત્યારે આ અગાઉ જૂના કયા સરનામે માસિક મગાવતા હતા તે મથાળે સ્પષ્ટ લખવા કૃપા કરશો.

**વ્યવસ્થાપક, બાલજીવન**




જપાનીઓનાં બૉંબમારાનું ભોગ બની એમને હાથ જઇ પડેલું આજનું રંગૂન આપણા દેશનું ત્રીજા નંબરનું બંદર છે. એક સાધારણ ગામડામાંથી આ સુંદર શહેર વસ્યું છે. દરિયાના કિનારાથી લગભગ ૨૧ માઇલ દૂર આ બંદર ઇરાવદી નદીના મુખ આગળ આવેલું છે. આ નદી ઘણી જ મોટી હોવાથી તેમાં સહેલાઇથી મોટાંનાનાં વહાણો અને આગબોટો આવજાવ કરી શકે છે. રંગૂનનું બંદર તરીકેની બીજું મહત્ત્વ એ છે કે તે હવાઇ મથકનું પણ મુખ્ય થાણું હતું.

અલોમ્પ્રાએ બ્રહ્મદેશનું રાજ્ય ઇ. સ. ૧૭૫૩ માં સ્થાપ્યું. તેણે જ આ શહેર વસાવ્યું હતું. અલોમ્પ્રાએ આ શહેરનું નામ "યાન-કોન" પાડયું હતું. યાન-કોનનો અર્થ "લડાઇનોઅંત" થાય છે. આ યાન-કોન પરથી જ આજનું રંગૂન નામ પડયું છે.

આ પ્રદેશમાં ઇ. સ. ૧૭૯૦માં અંગ્રેજો આવ્યા ને મુકામ કર્યો. ઈ.સ. ૧૮૨૪માં અંગ્રેજોએ આ શહેર જીતી લીધું; પણ થોડા વખતમાં તે પાછું સોંપી દેવું પડયું. ત્યાર પછી ૧૮૫૨માં ફરીથી કબજો લઈ અંગ્રેજોએ ત્યાં પોતાની સત્તા જમાવી દીધી. ત્યારથી તે આજ સુધી ત્યાં અંગ્રેજોની સત્તા ચાલતી હતી. પહેલાં બ્રહ્મદેશને બેએક વર્ષ આપણા દેશથી છૂટું પાડી અંગ્રેજોની દેખરેખ નીચે અલગ સંસ્થાન બનાવવામાં આવ્યું હતું.

બ્રહ્મદેશમાં પેદા થતી વસ્તુઓની નિકાસ રંગૂન બંદરેથી થાય છે. બ્રહ્મદેશમાં ઘણા મોટા પ્રમાણમાં ચોખા પાકે છે. ચોખા ઉપરાંત ત્યાં કેટલેક ઠેકાણે જમીન ખોદતાં ઘાસતેલ નીકળે છે. એક મોટી કંપની આ તેલ જમીનમાંથી કાઢી સ્વચ્છ કરી નિકાસ કરે છે. કલાઇ, રૂપુ, સીસું રૂ, તમાકુ, લાખ, મીણબત્તી, સાગ, વગેરે વસ્તુઓની પણ ત્યાં ઘણાં મોટા પ્રમાણમાં પેદાશ થાય છે. આ બધી વસ્તુઓ રંગૂન બંદરેથી ચઢે છે. શાંતિના સમયમાં દર વરસે આ બંદરેથી લગભગ ૨૦ લાખ ટન ચોખાની ગુણોની નિકાસ થાય છે.

રંગૂન શહેર ઘણું જોવાલાયક છે. ત્યાંના સુંદર પહોળા રસ્તા,

મોટાંમોટાં મકાનો, હરવા ફરવાનાં સ્થળો, અને જાહેર સંસ્થાનાં મકાનો જોવાલાયક છે.

રંગૂનનો મોગલ સ્ટ્રીટના નામથી જાણીતો રસ્તો વેપાર રોજગારનું મુખ્ય ધામ છે. ત્યાં વેપારીઓ હજારો ને લાખોની ઉથલપાથલ કરે છે. રંગૂનનો વનસ્પતિબાગ જોવાલાયક છે. રંગૂનનું "રોયલ લેક" નામનું સરોવર ૧૬૦ એકરના વિસ્તારવાળું છે. આ સરોવરમાં ત્યાંના જગ-વિખ્યાત પેગોડાનું (બ્રહ્મી દેવમંદિર)નું પ્રતિબિંબ દેખાય છે. આ પેગોડા શ્વેડગોન પેગોડાના નામથી ઓળખાય છે. બૌદ્ધધર્મમાં માનનારા લોકોનું આ મંદિર છે. બ્રહ્મીઓ, અને બૌદ્ધધર્મીઓ મંદિરને પેગોડા કહે છે. આ શ્વેડગોન પેગોડાની ઉંચાઇ ૩૧૨ ફુટ છે. આ પેગોડા સાચા સોનાનાં પતરાંથી મઢેલું છે.

રંગનના બાગબગીચા ઘણા જ સુંદર છે.

બ્રહ્મદેશનું પાટનગર, જગતભરમાં સોહામણા શહેર તરીકે પંકાયલી આ રમણીય નગરી, આખરે ગયા માસમાં જપાનીઓના હાથ જઇ પડી એ વાત તમે છાપાઓમાં વાંચી હશે.

જપાનીઓને હાથ રંગૂન જાય એ પહેલાં ત્યાં 'ધીખતી ધરા' ની નીતિનો અમલ કરવામાં આવ્યો હતો. એનો અર્થ એવો થાય છે કે દુશ્મનોને ઉપયોગી થઈ પડે એવી ઇમારતો વગેરે એમ ને એમ રહેવા દઇ પીછે–હઠ ન કરવી પણ તેનો નાશ કરવો. આ નીતિ અમલમાં મૂકી રંગૂનમાંથી પીછે–હઠ કરી જતા પહેલાં રંગૂનના બંદરની ગોદીના અમુક ભાગનો, તેલ ગાળવાનાં જગપ્રસિદ્ધ કારખાનાંઓનો, અને રંગૂનનાં બીજાં કેટલાંક મકાનોનો આગથી નાશ કરવામાં આવ્યો હતો. રંગૂન ભસ્મીભૂત જેવું બની ગયું હતું. કહેવાય છે કે રંગૂનમાં લાગેલી આગના ભડકા ઠેઠ ૪૫ માઇલ જેટલે દૂરથી દેખાતા હતા.

રંગૂનમાં આપણા હિંદીઓની વસ્તી પણ પુષ્કળ હતી. હજુ પણ બ્રહ્મદેશમાં હિંદીઓ આશરે દસ લાખ જેટલી સંખ્યામાં છે એમ કહેવાય છે અને હિંદીઓની કરોડોની મિલ્કત હજુ બ્રહ્મદેશમાં છે.

રંગન નજીકનું બસીન બંદર, તથા થરાવદી, પેગુ, વગેરે બીજાં શહેરો પણ હાલ તો જપાનીઓને હાથ જઇ પડયાં છે, અને મધ્ય બ્રહ્મ-દેશ બાજુ હાલ ખૂનખાર લડાઇ ચાલી રહેલી છે.

ડો. મોહનલાલ જ. પાઠક




"ભાઈ, મને પાંચ રૂપીઆ ઉછીના આપો ને?"

"તે નહિ બને. ઉછીના વહેવારથી મિત્રાચારીમાં ખલેલ પડે છે અને આપણી મિત્રાચારીની કિંમત પાંચ રૂપીઆથી વધારે છે."

× ×

"આજકાલ બચુ ઘણો જ ભૂલકણો થઇ ગયો છે. ગઈ કાલે તે કાંઇક ભૂલી ગયો હતો તે યાદ કરવા માટે આખી રાત જાગ્યો."

"પછી યાદ આવ્યું ?"

"હા, કાલે તેને જલદીથી ઊંઘી જવું હતું; પણ તેને તે યાદ જ આવ્યું નહિ !"

* * *

શિક્ષકઃ—"આ દુનિયામાંથી દુઃખ દરદોનો નાશ થાય એવું તમારામાના કેટલા ઇચ્છે છે ?"

બધા છોકરાઓએ હાથ ઊંચો કર્યો. ફક્ત કાન્તીએ હાથ ઉંચો કર્યો નહિ.

શિક્ષકે અજબ થતાં કાન્તીને પૂછ્યું—"કાન્તી ! કહે જોઇએ, તને શી હરકત છે?"

"સાહેબ, મારા બાપાજી દાકતર છે. દુઃખ-દરદોનો નાશ થાય તો પછી અમે ખાઇએ ક્યાંથી ?"

× × ×

શિક્ષકઃ—"સિંહ કેવું વિકરાળ અને ભયંકર પ્રાણી છે તે મેં તમને સમજાવ્યું. હવે આ જંગલના રાજાને ડરાવી શકે એવા કોઇ પ્રાણીનું નામ તમે કહી શકશો ?"

બચુ—"સિંહ."

× × ×

"આ લડાઇ પૂરી થતાં જે પૈસાદાર લોકો છે તે વધુ પૈસાદાર થશે અને જે ગરીબ છે તે વધુ ગરીબ થશે."

"ને વચલો વર્ગ બિચારો વચમાં જ ફસી પડશે."

* * *

"તું મને મહા મૂર્ખ કહે છે, એનો અર્થ શું ?"

"અરે ભાઇ, મેં 'મહા' વિશેષણ લગાડયું જ નથી !"

* * *

કાન્તી—"બાપાજી, હું મોટો થાઉં એટલે મારો વિચાર હિમાલય પર્વતના સૌથી ઊંચા શિખરની શોધ કરવાનો છે."

બાપાજી—"તારા આ સાહસી વિચારો માટે મને આનંદ થાય છે."

કાન્તી—"પણ બાપાજી, ત્યાંની અસહ્ય ઠંડી સહન કરવા માટે આજથી મારે ત્રણ ચાર પ્લેટ આઇસક્રીમ ખાવાની ટેવ પાડવી જોઇએ."

* * *

"કાકા, તમારી ઉંમર કેટલી ?"

"લગભગ એંસી વરસ. પૂછવાનું કારણ, ભાઇ ?"

"કાલે અમારા માસ્તર કહેતા હતા કે સારા અને વિદ્વાન માણસો વધારે જીવતા નથી !"

* * *

"દાંતના દાકતર એટલે ?"

"જે બીજાના દાંત કાઢી પોતાના દાંત માટે ભરપૂર ખોરાક મેળવે છે તે !"

× × ×

વકીલ—"તમે આરોપીને માર માર્યો તે દ્વેષ બુદ્ધિથી, ખરૂં ને !"

ગામડીઓ—"સાહેબ અમે ગરીબ માણસ એવું બધું તો કયાંથી લાવીએ ! મેં તો ફકત રસ્તામાંથી એક પથ્થર ઉપાડીને માર્યો હતો. કદાચ એકાદ ઇંટનો ટુકડો ફેંકયો હોય !"

× × ×

શિક્ષક—"કાન્તી, ચંદ્રગુપ્તના વંશને મૌર્ય વંશ શા માટે કહેવામાં આવે છે ?"

કાન્તી—"કારણકે ચંદ્રગુપ્તને મોર ઘણા જ ગમતા, ને તેના માથાના મુગટમાં તે મોરપીંછ પહેરતો હતો !

ડો. મોહનલાલ જ. પાઠક



દેવી સરસ્વતી

[ ચિત્રકાર : દિનકર પાઠક ]


મે ૧૯૪૨ ] વાર્તા અંક [ વર્ષ : ૨૨ અંક : ૭

બાલજીવન કાર્યાલય–વડોદરા


# બાલજીવન



કુરૂક્ષેત્રના રણમેદાનમાં શ્રીકૃષ્ણ અને અર્જુન

શ્રી. રાયચુરા ગો. જ્યુ. પ્રિં. વર્કસ [illegible]




# 'પુરી' પુરી કેમ કહેવાઇ?

[ સવૈયા ]

મધુ નામનો એક બચુકડો, રૂપ રંગમાં પૂરો જી.
વળી કોડીલો કામણગારો, રમતગમતમાં શૂરો જી.
દેખાવે તે દેવકુંવર શો, ગોરો ગભરૂ શાણો જી.
જાણે આવ્યો થવા જગતનો, વીર મર્દ મહારાણો જી.
આજ ઉમંગે મધુ મહાલતો, દિલખુશ થઇને ડોલે જી.
મીઠું મધુરૂં નિજ મુખડેથી, કંઇ કંઇ પ્રીતથી બોલે જી.
વરસગાંઠથી વધુ ઉમંગે, તે આજે હરખાતો જી.
બારણિયે બેસી મિત્રોથી, કરે મધુરી વાતો જી.

*  *  *

એક કાગડો મિત્ર મધુનો, રોજ આંગણે આવે જી.
કા....કા કરીને કઠણ સ્વરેથી, ગૃહ આખું ગરજાવે જી.
ચણા, દાળિયા, મટુ નાખતો, તે રાજી થઇ ખાતો જી.
પછી પંખીની મીઠી વાણીમાં, હેતે હરિગુણ ગાતો જી.
તેને આજે મધુએ રીઝીને, કંઇક ગોળ ચીજ આપી જી.
પક્ષીરાજ તે લઇ ચાંચમાં, ગયો પંથડો કાપી જી.

[ ચોપાઈ ]

ઊડયો ચીજ લઇ તે કાગડો, શું જાણે મહારાજા વડો,
તેના અન્ય સાથીડા ઘણા, જેમ હોય બંધુ આપણા.

ગયો કાગડો ત્યાં જે ઘડી, ઝટ ખીસકોલી આવી ચઢી.
જાણે કઠણ શિલાનો ડબો, એવો ત્યાં આવ્યો કાચબો.
પોપટ પણ આવ્યો ખુશ થઇ, મેનાએ પણ ના નવ કહી.
લટકાળી શરમે તનભરી, બિલાડી પણ ત્યાં આવી ખરી.
બકરી આવી તંહી તત્કાળ, ઓળી અંગ ઉપરના વાળ.
પશુ-પક્ષીની મળી મહાસભા, કોઇક બેઠા, કોઇકિ ઊભા.

[ સવૈયા ]

ખીસકોલી તો પટપટ પૂંછડી, પળ પળમાં ડોલાવે જી.
વળી જુએ કંઇ ઊંચી થઇને, અતિ શંકા દિલ લાવે જી.
રખે શત્રુ કો ક્રૂર બનીને, ઉર પથ્થરથી તોડે જી,
એ શંકાથી તે દશ દિશમાં નયન ઝપાટે જોડે જી.

[ ઉધોર છંદ ]

ખીસકોલી કહે ઓ ભાઇ, લાવ્યો કાગડો શી નવાઇ?
આ તે ચીજનું શું નામ? એનું વિશ્વમાં શું કામ?
એનો શો હશે ઉપયોગ, એનો હોય શો ઉપભોગ?
વસ્તુ આ દીસે છે ગોળ, લાગે એ મને ચકડોળ.
સસલું બોલિયું તત્કાળ, "ખીસકોલી! તું નાનું બાળ.
આ તો ચંદ્રમા છે બહેન, શોભે એથી કાળી રહેન!"
મેનાએ કર્યું ત્યાં ગાન, "સસલો જાણવો હેવાન,
મુજને વિશ્વનું છે જ્ઞાન, આ તો ગોળ વડનું પાન!"
બિલ્લી બોલી કરીને રોષ, "તમમાં સર્વથા છે દોષ
એ તો ઢાલ છે જ ખચીત, જો હું કેવી છું પંડિત!"
બોલ્યો શ્વાન, "શી આ વાત! માંડયો શો તમે ઉત્પાત?
હાંકો શા ગપાટા આમ! સમજો ટોપી આનું નામ!"
કા-કા કાગડે છે વાર, કીધો વીર થઇ પોકાર,
વાળી ડાબી જમણી ડોક, રાખી ખૂબ નિજની નોંક:
"આને ટોપી જે કહેનાર, માનો મૂર્ખનો સરદાર,
આ તો દાબડો નિરખાય, જેનો ગોળ ઘાટ જણાય!"
શિર શી કલગી! વીરનું હીર, જાણે ભવ્ય એ રણધીર,
ઊંચું રાખતો એ શિર, મરઘીબહેનનો એ વીર.

બોલ્યો: "કાગ ! કજિયો મૂક, સાચી વાત કુકરે કુક !
આ તો ગોળ છે રસથાળ પીરસે માંહી સેવ રસાળ."
બકરી બોલી : "રે રે દેવ ! શી આ લોકની છે ટેવ ?
કરવો ના કશો જ વિચાર ! તો એ સર્વમાં તૈયાર !
બકરી ઠંડી શાણી જાત, દિલમાં ના ધરે ઉત્પાત.
અક્કલ સામટી ગઇ કેમ ? આ છે પૈડું માનો એમ."
ઉંદર બોલિયો, "ના હોય, પૈડું એ ન ગણશો કોય,
હું તો આપી પ્રભુની શાખ, કહું આ બિલ્લીની છે આંખ."
સુણી આ કાચબાએ વાત, વ્યાપ્યો કેમ ઉલ્કાપાત–
એવો રાખીને ઉર ડોળ, બોલ્યો ભવ્ય મુખથી બોલ :

[ ચોપાઇ ]

"જુઓ ભાઈ સૌ સામે તમે, એક વાત કહીએ બસ અમે.
આ ચીજ શી તે નક્કી ન થયું, જ્ઞાન આપણું એળે ગયું.
હવે રાહ બાકી છે એક, તજો માર્ગ સૌ અન્ય અનેક,
સામે વૃક્ષ નિહાળો બધા, દૂર કરો એ રીત આપદા.

[ઉધોર]

સસલો સુજ્ઞ ઝડપી વીર, હું છું ધીરનો પણ ધીર,
અહીંથી દોડીએ તત્કાળ, જઇએ વૃક્ષની જ્યાં ડાળ.
પહેલો એ સ્થળે જે જાય, તેણે સરત જીતી ગણાય,
તેને આપવું આ ગોળ, છોને હોય એ ચકડોળ !
પછી તે ખાઇ, લઇ આરામ, એનું આપશે જે નામ,
કરવું નામ તે જ કબૂલ, રહેશે ના જરી પછી ભૂલ !"

[ સવૈયો ]

પછી કાચબો અને સસો બે, સરત મજાની દોડયા જી,
સસલાએ તો ચાર પગોને, ખૂબ ઝપાટે છોડયા જી.
ઠુમક ઠુમક કરતો અતિ ધીરો, અહો કાચબો ચાલે જી.
મસ્ત હાથીડો મારગડે શું, અતિ ધીમેથી મહાલે જી.

[ ચોપાઇ ]

સસલો વૃક્ષ સમીપે ગયો, પછી જરા ત્યાં ઊભો રહ્યો.
હજી ઝાડ અહીંથી છે દૂર, ખૂબ દોડી તે થાકયો પૂર.

કરી ડોક પાછળ તે જુએ; જીત તણી શંકાને ખુએ.
તેણે મનડે કર્યો વિચાર, "મને સરત જીતતાં શી વાર?
હું તો દોડવામાં છું હીરો, અને કાચબો અતિશય ધીરો.
હજી કાચબો છે બહુ દૂર, હું દોડયો ખૂબ ઝડપે પૂર.
જરા ઊંઘી લઉ અહીં બે ઘડી," એમ કહી ધરણીએ પડી;
લીધી ઊંઘ તેણે બહુ પેર, મિષ્ટ પવનની આવી લહેર.

[સવૈયો]

સસલો રહ્યો સૂતો ત્યાં એવે, ધીમે કાચબો આવ્યો જી.
ધીમે ધીમે તે હીંડી સરતને જીતી જવામાં ફાવ્યો જી!
ઝાડ પાસ તે જઇ બોલિયો, કરી સરત મેં પૂરીજી;
અને તેથી હું કહું નામ આ ગોળ ચીજનું પુરીજી.
નામ સુણી આ પછી પુરીનું; સહુ ઉરમાં હરખાયા જી,
સસલાજી તો હાર પામીને, પૂરેપૂરા પસ્તાયાજી.
મધુ મધુરા બોલ બોલિયો, સુણો મિત્ર સૌ મારાજી,
ભલે ચીજ આ પુરી ગણાશે, સરત પૂરી કરનારાજી!
સુઈ રહેનારો પુરી ન પામ્યો પુરી મહેનતે મળશે જી,
ને 'કર્ણિક' ઘરઘર મહેનતથી, મણિ મૂક્તાફળ મળશે જી!

[કુંડળિયો]

સુણીએ તે દિનથી પડયું પુરી પુરીનું નામ
એને આજે ઓળખે પુરી કહી ગામ તમામ.
પુરી કહી ગામ તમામ, ખંતથી ખાતા શાણા
ખાઇ ખૂબ હરખાય રંક રાજા મહારાણા;
પણ એ પુરી નહિ મળે સૂઇ રહેતાં ધરખૂણીએ
પુરી કાચબો ગયો લઈ મહેનતથી સુણીએ.

માધવરાવ ભાસ્કરરાવ કર્ણિક





# ............ને ખાતર

રાજલોભ, સ્વાર્થ તથા ઈર્ષાને ખાતર કૌરવોએ મહાભારતનું યુદ્ધ ઊભું કર્યું.

કનકમૃગના ચામડાની કાંચળી પહેરવાના કોડને ખાતર સીતાજીને રાવણના પંજામાં સપડાવું પડયું.

અભિમાનને ખાતર રાવણે સીતાજીનું હરણ કરીને પોતાનો ને પોતાના કુટુંબનો વિનાશ નોંતર્યો.

જુગારની મોજનું પરિણામ ભોગવવા ખાતર નળ–દમયંતીને રાજપાટ છોડી એકએક લુગડાભેર વનમાં જવું પડયું, ને ત્યાં અનેક સંકટો વેઠવાં પડ્યાં.

દારૂનું વ્યસન તથા પોતાના બળના અભિમાનને ખાતર બળવાન યાદવોને અંદરઅંદર લડી મરવું પડયું.

પોતાની પ્રજાનો દ્રોહ કરવાને ખાતર જુનાગઢના રાજા રા'માંડળીકને પોતાનું રાજ તથા ધર્મ છોડવાં પડ્યાં.

બીજા ધર્મની ઇર્ષાને ખાતર અજયપાળે ઘણા લોકોને સખત દુઃખ દીધું; તેથી તેના જ દ્વારપાળે તેને કટાર ઘોંચીને મારી નાખ્યો !

ઇચ્છનકુમારી તથા સંયુક્તાને ખાતર રજપૂત રાજાઓમાં કુસંપ પેઠો, ને તેમણે મહારાજ્યો ગુમાવ્યાં.

પોતાની અંગત ઈર્ષાને ખાતર કાકુએ પોતાના દેશને નુકસાન કર્યું ને રાજાનો નાશ કરાવ્યો, તો તેનો પોતાનો નાશ પણ તેની સાથે જ થયો.

"જેવી કરે છે કરણી, તેવી તરત ફળે છે;
બદલો ભલા બૂરાનો, અહીં ને અહીં મળે છે."

રતિલાલ રા. અધ્વર્યુ



# કાવસની ટોપી

શીરીન અને કાવસ ભાઈબહેન હતાં. બંને મુંબઇમાં રહેતાં હતાં. એક વાર બંને ભાઈ–બહેન બાપા જોડે બહારગામ ગયાં. એમના સગાને ત્યાં વડોદરામાં ઊતર્યાં.

જહાંગીરકાકાએ પૂછ્યું: 'બોલો છોકરાંઓ, કમીટીબાગ જોવા જઇશું ? કોણ કોણ આવશે ?'

શીરીન અને કાવસ ખુશીખુશી થઇ ગયાં. કાકા સાથે બાગ જોવા ગયાં.

બધું જોયા પછી ચહાઘર નજીક થોડીક વાર બધાં થાક ખાવા બેઠાં.

ભાઇ–બહેને ઝાડ ઉપર નજર કરી તો વાંદરાંનાં ટોળેટોળાં. કાળાંકાળાં મોં ને લાંબીલાંબી પૂંછડી. કોઇ તો મોટા અલમસ્ત જેવા. કેટલીક વાંદરીઓને નાનાંનાનાં બચ્ચાં હતાં. બચ્ચાં એમની માની છાતીએ વળગેલાં. નાનકડી પૂંછડી પટપટાવતાં રૂપાળી તેજીલી આંખો વતી ભાઇ–બહેન તરફ નાનાં બચ્ચાં જોતાં ત્યારે શીરીન અને કાવસને ભારે મજા પડતી. મુંબઇમાં બીજું બધું બહુ જોવાનું, પણ વાંદરાં ન મળે. રાણીના બાગમાં જાઓ તો પાંજરામાં પૂરેલાં જોવા મળે એટલું જ. એટલે બંને ભાઇ–બહેનને વાંદરાંની કૂદાકૂદ

અને ઠેકમઠેક જોવાની ભારે મજા પડી.

થોડી વાર રહીને શીરીન બોલી: 'કાવસ, તારી ટોપી ક્યાં ગઇ ?'

કાવસે માથે હાથ ફેરવ્યો.

ખરેખર ! માથે ટોપી જ ન હતી !

આમતેમ જોયું પણ કાંઇ જડી નહિ. કાવસ ગુંચવાયો. નવી-નકોર લાલચોળ ટોપી હતી. ક્યાં ગઇ હશે ? કાવસનો ચહેરો દિલગીર થઇ ગયો.

'હશે, હશે; ચાલ આપણે બંને શોધીએ.' શીરીન ભાઇને દિલાસો દેતી બોલી.

ભાઇબહેને ખૂબ તપાસ કરી, પણ ટોપી જમીન ઉપર ક્યાં પણ પડેલી જણાઇ નહિ.

'માયજી શું કહેશે ?' શીરીન બોલી.

કાવસનો ચહેરો પણ રડવા જેવો થઇ ગયો.

એટલામાં જહાંગીરકાકા ચહાઘરમાંથી બહાર આવ્યા, ને હસતાં હસતાં કહેવા લાગ્યા: 'કાવસ, એમ છોકરીની માફક રડે છે શું ? પેલા ઝાડ ઉપર તો નજર કર તાર ટોપી કોણે પહેરી છે ?'

'અરે હા રે ! આ તો મોટો વાંદરો કાવસની ટોપી લઇ ગયો છે !' શીરીન નવાઇ પામીને બોલી.

'એઇ બંદરજી ! ટોપી લાવ. ચાલ, જલદી કર !' કાકા બોલ્યા.

જવાબમાં વાંદરાએ દાંતીઆં કર્યાં. મજાની માથા ઉપર વાંકી ટોપી પહેરી ભાઇસાહેબ બેઠા હતા.

કાવસ અને શીરીન તો વાંદરાનો આ દેખાવ જોઇ હસી હસીને ઢગલો થઇ ગયાં.

કાકાજીએ ગુસ્સે થઇ હાથ ઉગામ્યો.

વાંદરાએ સામો હાથ ઉગામ્યો !

જેટલી જેટલી વાર કાકા વાંદરાને સમજાવતા ગયા તેટલી તેટલી વાંદરો કાકાની નકલ કરતો ગયો. ટોપી તો એણે પાછી ન આપી તે ન જ આપી. એને ટોપીનો લાલ ચટક રંગ બહુ ગમતો હશે.

એટલામાં કાકાને એક નવી યુક્તિ સૂઝી. એમણે પોતાના માથે પહેરેલી ટોપી હાથમાં લઇ આમઆમ હલાવી, અને જોરથી જમીન ઉપર નાખી.



વાંદરાભાઇએ પણ ટોપી હલાવી ને ઝાડ ઉપરથી નીચે ફેંકી દીધી.

ટોપી શીરીન અને કાવસના પગ નજીક જ આવી પડી.

કાવસે ટોપી ઊંચકી લીધી ને માથે પહેરી લીધી.

કાકાના કરામતથી ખુશી થતાંથતાં ત્રણે જણાં બાગમાં બીજે ફરવા ગયાં.

રમણલાલ નાનાલાલ શાહ



## તમારુ સરનામું બદલાયું છે?

બ્રહ્મદેશ, કલકત્તા, મુંબઈ, કરાચી અને બીજાં શહેરોના જે જે ગ્રાહકોએ પોતાની રહેવાની જગા બદલી હોય તે તે ગ્રાહકોને ખાસ વિનંતિ છે કે બદલાયલા નવા સરનામાની અમને તરત ખબર આપજો. કેટલાક અંકો ' માલિક નથી ' એવા શેરા સાથે પાછા આવે છે. આજની વિકટ પરિસ્થિતમાં અંકો વધુ છાપવા પરવડતા નથી એટલે પાછળથી જૂના અંકો બિલકુલ મળી શકશે નહિ. સરનામું બદલવા પત્ર લખો ત્યારે આ અગાઉ માસિક જૂના કયા સરનામે મગાવતા હતા તે મથાળે સ્પષ્ટ લખવા કૃપા કરશો.

**વ્યવસ્થાપક, બાલજીવન**

ગુજરાતની પ્રથમ સ્ત્રી કવિ, પ્રભુ-ભકિત ખાતર અપાર સંકટો સહન કરનાર હરિની લાડણી ભગવદભકત.....................

# મીરાંબાઈ

**મ**હેલની અટારીએ બેસી ચિતોડનો યુવરાજ ભોજકુમાર આકાશના તારા ગણી રહ્યો હતો.

રાજમાર્ગ ઉપર થઇને એક સાધુની મંડળી પસાર થઇ રહી હતી. દરેક સાધુ તંબુરા સાથે મીરાંબાઇનું રચેલું પદ ગાતો ગાતો જતો હતોઃ

' બાઇ મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર........'

આ છેલ્લા ચરણે ભોજકુમારને વિહ્વળ કરી મૂકયો. એ વિચારવા લાગ્યો, " કોણ હશે એ મીરાં ? એવું તે એની પાસે શું હશે તે જે હોય તે 'બાઇ મીરાં કહે' નું જ રટણ કર્યા કરે છે? લોકો કહે છે તેમ સાચે જ શું તે સુંદરતાની ખાણ હશે ? એવી સુંદરતાની ખાણને વળી આવાં ભજનિયાં કેમ સૂઝતાં હશે ? આ કેવું વિચિત્ર !"

અને જાણે કંઇક નિશ્ચય કરી લીધો હોય તેમ તેનો નીચલો હોઠ બીડાયો. તે પથારીમાં આવીને પડયો; પણ નિંદરડી એની વેરણ બની હતી. ઊંઘવાનાં ઘણાંએ ફાંફાં માર્યાં, પણ બધાં યે ફોગટ નીવડયાં.

વહેલી પરોઢમાં જ તે છૂપા વેશે મેડતા પહોંચી ગયો.

મેડતા મીરાંબાઇનું ગામ. રજપૂતાનાનું આ નાનકડું રજવાડું સામંત રત્નસિંહ રાઠોડને હાથ હતું. રત્નસિંહ રાઠોડ મીરાંબાઇના પિતા થાય. મીરાંબાઇની માતાનું નામ વિમળદેવી. વિમળદેવી મીરાંને બાલ-વયમાં મૂકીને જ મરણ પામી હતી. આથી મીરાં દાદા રાવ દુદાજીને ત્યાં ઉછરી હતી. રાવ દુદાજી વૈષ્ણવ સંપ્રદાયના અને ભગવાનના પરમ ભક્ત હતા. આથી નાનપણથી જ મીરાંનું જીવન ભકિતરસથી રંગાતું જતું હતું.

ગામને પાદર રમતી બાળ મીરાંએ એક સાધુને જોયો. સાધુ પાસે એક સુંદર મૂર્તિ હતી. મીરાંને તે બહુ ગમી ગઈ. એણે સાધુ પાસે એ મૂર્તિની માગણી કરી. સાધુએ ખુશી થઇને એને આપી દીધી. મીરાં

તો હરખાતી હરખાતી મૂર્તિને ઘેર લાવી અને દાદાને બતાવી. દાદાએ એ મૂર્તિની રોજ પૂજા કરવાનો આદેશ આપ્યો. પછી તો મૂર્તિને નવરાવવી, નવાનવા વાઘા સજાવવા, ઘીનો દીવો કરવો, મનભાવતાં ભોજનિયાં ધરાવવાં, આરતિ ઉતારવી, અને ભગવાન આગળ પગે ઘુઘરા બાંધી હાથમાં કરતાલ લઇ નૃત્ય કરવું, એ જ મીરાંનો આખા દિવસનો કાર્યક્રમ થઈ પડયો.

આજે પણ ભગવાન આગળ નાચવામાં એ તલ્લીન બની હતી. યુવરાજ ભોજકુમારે અંગેઅંગમાંથી સૌંદર્યનાં અમૃત વરસાવતી આ ચંદ્રિકા સમી બાળાને જોઇ. એ વિચારવા લાગ્યો, " આવી નાજુક દેહને અને આ બાલવયને ભક્તિ શોભે ? એણે તો રાજ્ય દરબારના વભવો માણવા ઘટે."


મેં તો હરિગુણ ગાવત નાચુંગી !

ત્યાં તો મીરાં પોતે જ એનાથી આકર્ષાઇને એને મળી. બન્ને વચ્ચે થોડીક વાત પણ થઈ. પણ યુવરાજને જવાનો વખત થઈ ગયો હતો, એટલે એ બાલિકાની અંગુલિમાં પોતાની સુવર્ણમુદ્રા પહેરાવીને ભોજકુમાર ચિતોડને માર્ગે પડયો.

થોડા દિવસ વીત્યા એટલે રત્નસિંહ જેવા નાનાશા સામંતને ત્યાં મેવાડના અધિરાજ રાણા સંગે પોતાના પુત્ર ભોજકુમારનું મીરાં માટે માગું મોકલ્યું. આખું મેડતા આનંદમાં ડૂબી ગયું. ઠેરઠેર 'મીરાંનાં ભાગ્ય મોટાં 'ની ચર્ચાઓ થઈ રહી.

મીરાં તો કહેતી–

'મેરે તો ગિરિધર ગોપાલ, દુસરા ન કોઇ.'

બનેલું એમ કે નાની મીરાંએ એક દહાડો એના શાલિગ્રામને શણ-

ગાર સજાવતાં સજાવતાં દાદાને પૂછેલું: 'દાદા, હું કોની સાથે પરણીશ ?' હસતાં હસતાં શાલીગ્રામ તરફ આંગળી ચીંધીને દાદાએ કહેલું, " કોની સાથે તે વળી આ ભગવાન સાથે." અને ત્યારથી જ મીરાં આ હસવાને સાચું જ માની બેઠેલી. એણે તો એના ગિરધરલાલને જ એનો 'અખંડ સૌભાગ્ય ' માનેલો.

એવી એ મીરાં ભોજકુમાર સાથે પરણીને સાસરે આવી. સાગર જેવા સાસરામાં તો બધું યે નવેનવું હોય. ત્યાં તો નવી પ્રીત બાંધવાની. ગમતું હોય કે ન ગમતું હોય, સુખ હોય કે દુઃખ હોય, તો યે મનમાં સમજીને સહનશીલતાથી રહેવું પડે.

વૈષ્ણવધર્મી મીરાં અને શૈવધર્મી સાસરિયાંનો કયાંથી મેળ ખાય ?

યુવરાજ ભોજકુમારને તો મીરાંને સંસારમાં રસ લેતી કરવી હતી; પણ મીરાં તો કહેતી—



મુખડું મેં જોયું તારું, જગ થયું ખારું ખારું  
મન મારું રહ્યું ન્યારું રે......મોહન પ્યારા !  
સંસારીનું સુખ કેવું, ઝાંઝવાનાં નીર જેવું,  
તેને તુચ્છ કરી ફરીએ રે.......મોહન પ્યારા !  
સંસારીનું સુખ કાચું, પરણીને રંડાવું પાછું  
તેને ઘેર તે શીદ જઇએ રે......મોહન પ્યારા !  
પરણું તો એ પ્રીતમ પ્યારો, અખંડ સૌભાગ્ય મારો  
રાંડવાનો ભય ટાળ્યો રે.......પ્રીતમ પ્યારા !  
મુખડાની માયા લાગી રે પ્રીતમ તારા !

સંસારને ઝાંઝવાનાં જળ લેખનાર મીરાં સંસારની બાબતોમાં રસ લેતી શી રીતે લઇ શકે ? એ તો માનસરોવરમાં વિહરનારી હંસી હતી. એને સંસારનાં ખારાં ખાબોચિયાંમાં ફરવું શેં ફાવે ?

ભોજકુમારને હવે પોતાની ભૂલ સમજાવા માંડી. મીરાંને ઉદાસ રહેતી જોઇ એને પણ દુઃખ થતું. મીરાંને પ્રસન્ન રાખવા અને થએલી ભૂલ સુધારવા એણે મીરાંને ગિરધરલાલજીનું એક જૂદું મંદિર બંધાવી આપ્યું. આમ ભોજકુમારનું કવિહૃદય મીરાંના મનને કંઇક અંશે પણ પ્રસન્ન કરી શકયું તો ખરૂં જ.

પણ ભોજકુમાર વધુ જીવી ન શકયો. ૧૮૫૩ ની આસપાસમાં એ મરણ પામ્યો. હવે મીરાં પ્રત્યે સમભાવ દર્શાવનાર કોઇ ન રહ્યું. પડુ પડુ

થઈ રહેલા દુઃખના ડુંગરા હવે તેના ઉપર તૂટી પડવા લાગ્યા.

રાજગાદી ઉપર રત્નસિંહનો ભાઇ વિક્રમાદિત્ય આવ્યો હતો.

તે ચુસ્ત શૈવમાર્ગી હતો, એટલે મીરાં જેવી રાજકુટુંબની વિધવા રસ્તાનાં રઝળતાં સાધુ–ભિખારડાં સાથે ભજન–કીર્તન કરે એ તેનાથી કેમ સહેવાય ? એને તો મીરાં કુળની કલંકિની લાગી. મીરાંને તાબડતોબ મહેલ છોડી જવા કહ્યું.

મીરાં માટે ‘ ભૂતિયા મકાન ’ ના નામે પ્રસિદ્ધ જૂના હવડ મકાનમાં વાસ આપવામાં આવ્યો. મીરાં તો પોતાની ખુશીથી જ રાજમહેલ છોડીને ત્યાં જઇને રહી. ત્યાં પણ એણે તો સાધુ સંતોને એકઠા કરવા માંડયા અને ભજનકીર્તન ચાલુ રાખ્યાં. મીરાંને તો એકે દિવસ ત્યાં કશી પણ પીડા નડી નહિ.

મીરાંને કશું ન થયું, એટલે રાણાએ મીરાંનું કાસળ કાઢવા બીજો ઉપાય યોજ્યો.



રાણાએ એક કરંડિયામાં કાળો નાગ પૂર્યો અને એક સાધુ સાથે કરંડિયાને મીરાંને મોકલી આપ્યો. મીરાંએ આનંદથી કરંડિયાનું મોઢું ખોલ્યું. ત્યાં ઊભેલાં બધાં આશ્ચર્યથી મોમાં આંગળાં જ ઘાલી ગયાં. કાળા નાગની જાણે ફૂલમાળાઓ બની ગઇ હતી !

રાણાના ઉપાયો જેમજેમ અફળ થતા ગયા તેમતેમ વિક્રમાદિત્યનો ગુસ્સો વધતો ગયો. એટલામાં કોઇ સગાએ આવી રાણાના કાન ભંભેર્યા કે મીરાંબાઇ રોજ અર્ધી રાતે દીવો સળગાવીને કોઇકની સાથે

વાતો કરે છે. એટલે ઘોર મધરાતે ઉઘાડી તલવારે રાણો મીરાંના આવાસે પહોંચ્યો. ત્યાં ધીમો દીવો બળી રહ્યો હતો અને મીરાં કંઇક બડબડી રહી હતી. રાણાને કંઇક લાગ્યું કે તેણે જે કંઇ સાંભળ્યું હતું તે સોએ સો ટકા સત્ય જ હતું. બારણાને લાત મારીને ખોલી નાખી રાણો મીરાં તરફ દોડયો: " અભાગણી ! કુળકલંકિની ! તું કોની સાથે વાત કરતી હતી ? "

નીડર મીરાંએ એના ગિરધરલાલજીને બતાવી કહ્યું, " આ ભગવાન સાથે. "

રાણો આખો આવાસ શોધી વળ્યો પણ કયાંય કોઈ ન જણાયું. એની તલવાર એના હાથમાંથી નીચે સરી પડી. ત્યાં તો પાછલે બારણેથી આ બધું તરકટ રચનાર મીરાંની નણંદ ઉદા પણ આવી પહોંચી. બધાં ખસિયાણાં પડી ગયાં. રાણો નિરાશ થઇને ચાલ્યો ગયો. ઉદા મીરાંને નમી પડી અને એની સાથે ભકિતરસમાં તરબોળ બની જોડાઇ ગઇ.



હવે શું કરવું ? એક ભયંકર વિચાર રાણાના મગજમાં સ્ફૂર્યો.

" ઝેરનો પ્યાલો રાણાએ મોકલ્યો રે, દેજો મીરાંને હાથ,
" અમૃત કરી આરોગિયો રે...
વહાલો ઝેરનો ઝારણહાર રે શામળો ગિરધારી. "

રાણાએ તો હળાહળ ઝેરનો પ્યાલો મીરાંને મોકલ્યો. હિયેરે

મોકલેલાં ઝેર અમૃત સમાન માનીને મીરાંબાઇ પી ગયાં. છતાં એમના શરીર ઉપર ઝેરની સહેજે અસર ન જણાઈ.



મીરાંને મેવાડમાં રહેવું હવે વસમું લાગ્યું. એણે રાણાનો દેશ છોડી એના ગિરધરલાલજીની દુનિયામાં બીજે ચાલ્યા જવાનો નિર્ણય કરી લીધો. પાપીઓ, દુષ્ટાત્માઓ અને નરાધમોના ઉપદ્રવો વધી જાય ત્યારે શાંતિ ચાહનારાએ એવા મુલકનો ત્યાગ કરી ત્યાંથી હીજરત કરી જવી એ જ એક માર્ગ તેમના માટે બાકી રહે છે.

મીરાંએ પિયરથી સાથે આવેલી દાસીને બોલાવી તેને પોતાની મૂર્તિ સોંપી અને વહેલી પરોઢમાં મીરાં ચાલી નીકળ્યાંઃ

" સાંઢવાળા સાંઢ શણગારજે રે, જાવું સો સો રે કોશ
રાણાજીના રાજમાં રે મારે જળ રે પીધાના દોષ. "

ડાબો મેવાડ મેલી મીરાં પશ્ચિમ તરફ જવા લાગ્યાં. ત્યાં તો માર્ગમાં એક મોટી નદી આવી. જાણે નદી આડી પડી પડીને મીરાંબાઇને થોભી જવા વિનવતી ન હોય ! હવે કયી બાજુ જવું ? મીરાં બહાવરી બની ગઇ. એણે નદીમાં ઝંપલાવ્યું.

મીરાં તણાવા લાગી.

કોઈ વૃદ્ધ સન્યાસિનીએ એને ઉગારી લીધી. તેણે વહાલથી પૂછયું, "બેટા ! કેમ કરતાં પડી જવાયું ?"

મીરાંએ જવાબ આપ્યો, "માજી, આ જીવન કડવું ઝેર થઇ ગયું છે. ગિરધરલાલજીનો વિરહ હવે નથી સહેવાતો તેથી મારી ઇચ્છાથી જ હું મરવા પડી હતી. તમે મને દુઃખીને ફરીથી શા માટે આ અસાર સંસારમાં આણી ?"

સન્યાસિની તો આ સુકુમાર દેહમાં આવા વિચારો સાંભળી સ્તબ્ધ થઇ ગઇ. આ ઘેલછાભરી યુવતીના હાથમાં રાજચિન્હો જોઇ તેણે પૂછયું, "અરે ! તું તો કોઈ રાજરાણી લાગે છે ને ! તારું નામ ?"

તેણે કહ્યું, "મીરાં; મેવાડના રાજકુળની વિધવા વધૂ."

સન્યાસિની એને નમી પડી. ભગવાનની એ પરમ સેવિકાના ચરણમાં પડી એણે ધન્યતા અનુભવી. એણે મીરાંને વૃંદાવનનો માર્ગ ચીંધ્યો.

વૃંદાવનમાં આવીને મીરાં રહ્યાં. હવે તો તે રાણાનો દેશ છોડી એના ગિરધરલાલજીના દેશમાં આવીને વસી હતી. અહીં તેણે એક મંદિર બંધાવ્યું અને ભજનકીર્તન શરૂ કર્યાં.

આ વખતે વૃંદાવનમાં બાળ બ્રહ્મચારી જીવ–ગોસ્વામી નામના એક મહાન ત્યાગી પંડિત વસતા હતા. સ્વામીજી કોઈ સ્ત્રીનું મુખ જોતા ન હતા. આથી મીરાંબાઇએ જ્યારે ભિક્ષાનું આમંત્રણ મોકલ્યું ત્યારે તેમણે તેનો ચોકખો ઈન્કાર કર્યો.



મીરાંબાઇએ સૂચના મોકલી કે આપણા બન્નેની વચમાં પડદો રાખવામાં આવે તો કંઇ વાંધો છે

એટલે મીરાંએ વચ્ચે પડદો રાખી વાતચીત શરૂ કરી:

"સ્વામીજી! ભાગવત તો આપે વાંચ્યું જ હશે. એમાં એક જગ્યાએ એવું લખ્યું છે કે વ્રજમાં તો વાસુદેવ જ એક માત્ર પુરુષ છે; બાકીનું બધું જ ગોપીરૂપ છે. છતાં આ વ્રજમાં તો વાસુદેવ સિવાય બીજા પુરુષ તમે પણ છો! એ કેવી રીતે?

"આજ લગી હું એમ જાણતી જે,
"વ્રજમાં કૃષ્ણ પુરુષ છે એક,
"વૃન્દાવન વસી હજી પુરુષ રહ્યા છો,
"તેમાં ધન્ય તમારો વિવેક!"

સ્વામીજી શું જવાબ આપે? શરમાઇને એમણે તરત જ પડદો દૂર કરાવી નાખ્યો અને છૂટથી બન્નેએ ધર્મ સબંધી ચર્ચાઓ કરી.

મીરાંબાઇના લખ્યા મુજબ તેમના આખરી દિવસો દ્વારકામાં જ પસાર થયા હતા.

મીરાંની કીર્તિની ફોરમ સારા યે ભારતને ખૂણે ખાંચરે પહોંચી ચૂકી હતી.

રાણા વિક્રમાદિત્યનું હૃદય પણ હવે પશ્ચાતાપના અગ્નિમાં બળીને પવિત્ર થયું હતું. આવી સૌમ્ય સતીને દુઃખ આપવા બદલ એનું અંતઃકરણ એને ડંખવા લાગ્યું. મીરાંને પાછી મેવાડ બોલાવવા બે રાજગોરોને દ્વારકા મોકલ્યા.

કહેવાય છે કે તેમણે મીરાંને મેવાડ આવવા બહુબહુ વિનવી પણ મીરાં એકની બે ન થઈ, એટલે આખરી ઉપાય તરીકે તેમણે ઉપવાસ આદર્યો.

મીરાંની સ્થિતિ વિષમ થઇ પડી.

એણે દ્વારકાધીશની આજ્ઞા લઇ આવવા કહ્યું અને દ્વારકાધીશ આગળ પોતાને આ સ્થિતિમાંથી ઉગારવા એક ગીત ગાવા મંડી પડી.

ભગવાને એની પીડા જાણી અને મીરાંને પોતાનામાં સમાવી દીધી.

પછી તો ભક્ત બોડાણો આ મૂર્તિને ડાકોર લાવ્યો એટલે અત્યારે યે ડાકોર જઇને જોશો તો મૂર્તિની બગલમાં મીરાંનું ચીર જણાશે.

રતિલાલ સાં. નાયક

## મીરાંબાઇના ભજનો



ગાગરિયાં ફોરી.

જા કે મથુરાં હા કહાનાને ગાગરિયાં ફોરી....હાં....હાં. જા કે.
ઐસી રીત તુજે કૌન સીખાવે, કિસન કરત બલજોરી. હાં....હાં. જા કે.
મીરાં કે પ્રભુ ગિરિધર નાગર, ચરણ કમલ બલિહારી. હાં....હાં. જા કે.



[૨]

વાગે છે રે વાગે છે, વૃંદાવન મોરલી વાગે છે.
તેનો શબ્દ ગગનમાં ગાજે છે, વૃંદાવન મોરલી વાગે છે.
વૃંદા તે વનને મારગ જાતાં, વ્હાલો દાણ દધિનાં માગે છે—વૃંદાવન.
વૃંદા તે વનમાં રાસ રચ્યો છે વ્હાલો, રાસમંડળમાં બિરાજે છે-વૃંદાવન.
પીળાં પીતાંબર, જરકસી જામા, વ્હાલાને પીળો તે પટકો બિરાજે છે-વૃં૦
કાને તે કુંડળ, મસ્તકે મુગટ,
વ્હાલાને મુખ પર મોરલી બિરાજે છે-વૃંદાવન.
વૃંદા તે વનની કુંજગલનમાં, વ્હાલો થનક થૈ થૈ નાચે છે—વૃંદાવન.
બાઇ મીરાં કે પ્રભુ ગિરિધર નાગર,
વ્હાલા દર્શનથી દુઃખડાં ભાંજે છે—વૃંદાવન.

[૩]

વસો મોરે નૈનનમેં નંદલાલ !
મોહની મૂરત, સાંવરી સૂરત, નયનાં બને વિશાળ,
અધર સુધારસ મુરલી રાજે, ઉર વૈજયંતી માળ !-વસો.
ક્ષુદ્રઘંટિકા કટિ તક શોભે નુપૂર શબ્દ રસાળ,
મીરાં કે પ્રભુ નટવર નાગર, ભક્તવત્સલ ગોપાળ—વસો.




**મા**રું નામ ધનિયો.



ધનોરાત, વાવડી ચસ્કી, અથવા ધનિયો હજામ, એ ત્રણે નામે હું જાણીતો છું.

ધંધો હજામત કરવાનો.

આવડે તો ભલભલાની હજામત કરીએ, અને ના આવડે તો પાડા પણ મૂંડીએ ! નવરા બેઠા પાટલા પણ મૂંડીએ. કોઇ પણ રીતે અમે અમારો કસબ જાળવી રાખીએ.

નાનેથી મોટા, ને રાયથી રંક સૌ અમારી પાસે માથું નમાવીને બેસે ને અમે એમનું વત્ત કરીએ. મારા બાપદાદાએ ભલભલાને મૂંડેલા. હું પણ રાજા–મહારાજાની હજામત કરૂં છું, ને મારો દીકરો છગલો પણ કેંકના વત્તાં કરશે.

અમે દેશ તેવો વેશ રાખીએ ને સૌમાં ભળી જઇએ. અમારી જાત અદકપાસળી ને બટકબોલી. અમારા પેટમાં વાત ટકે નહિ. બિલાડીના પેટમાં ખીર ના ટકે એ રીતેસ્તો !

તમને મારા કુટુંબની એક ગંમતભરી વાત આજે કહીશ.

બધાને પહોંચી વળાય પણ ન પહોંચાય એક વાણિયાને! એ મારે કૈં ને વાગે કૈં! ભારે અગમબુદ્ધિવાળા! એનો જોટો દુનિયામાં ન જડે! મારા કાકા શનારાતને એના ગામના સોમચંદશેઠ સાથે સારો નાતો હતો.

શેઠ ભારે પહોંચેલા. મારો કાકો તો ભોળો ભટ્ટાક. 'આવો પારેખ!' કહીને શેઠ એને બોલાવે ને એ તો ફુલાઇને ફાળકો થઇ જાય!' શેઠનો વાદ કરવા જતાં મારા કાકાની કૈં અવદશા થઇ છે, કૈં અવદશા થઇ છે કે, કહ્યાની વાત નથી.

આખરે મારો કાકો કમોતે મૂવો.

એક વખત મારો કાકો શેઠની હજામત કરવા ગયેલો ત્યાં શેઠના વાણોતરને એક કાગળ વાંચતાં સાંભળ્યો.

કાગળમાં લખ્યું હતું કેઃ 'એ તરફ થઇને નવાબ બહાદુરનું લશ્કર જવાનું છે, માટે મોંઘવારી થશે; એટલે અનાજપાણી ને તેલ–ઘી સંઘરજો.'

મારા કાકાને લાગ્યું કે કમાવાની આ તક મઝાની છે. શેઠ શેઠના ગજા પ્રમાણે સંઘરે, આપણે આપણા ગજા પ્રમાણે સંઘરિયે તો જરૂર બે પૈસા પેદા થાય ખરા.

બહુ બહુ વિચાર કરીને મારા કાકાએ ભાજી સંઘરવાનું નકકી કર્યું. વાત એમ હતી કે એની પાસે મૂડી થોડી. થોડી મૂડીએ બહોળો વેપાર કરવો હોય તો સોંઘી ચીજ વધારે પ્રમાણમાં લઇને સંઘરવી જોઇએ. સાથરો જોઇને જ સોડ ખેંચાય ને! એણે તો ભાજીનાં ગાડે ગાડાં વેચાતાં લીધાં ને બે–ત્રણ વખારો ભરી.

સોમચંદ શેઠને ત્યાં તપાસ કરી તો ખબર પડી કે આઠ દહાડા પછી લશ્કર આવવાના સમાચાર છે. આઠ દહાડામાં એણે બીજી બે વખારો ભરી લીધી.

લશ્કર આવ્યું. બધી ચીજોના ભાવ વધી ગયા. સોમચંદ શેઠને સારો તડાકો પડયો.

ભાજી તો શોધી જડે નહિ. ભાવ ને માગ બેઉ વધ્યાં. કાકાએ પોતાની વખારો ઉઘાડી. એના મનમાં એમ હતું કે હવે મોંમાગ્યા પૈસા ઉપજશે; પણ જ્યાં વખાર ઉઘડી ત્યાં એમાંથી એવી દુર્ગંધ નીકળી કે નાકે ડૂચા દેવા પડયા!

ભાજી બધી સડી ગઇ હતી !

એને બહાર નાખી દેવરાવાનું ને વખારો સાફ કરવાનું ખર્ચ થયું તે ઉલટું નફામાં !

મારો કાકો તો બિચારો ખુવાર થઇ ગયો !

પણ એ કરતાં વધારે હેરાનગતિ તો બીજી વખતે થઇ.

સોમચંદ શેઠના માથામાં ખોડો પડયો હતો એટલે એમણે આખું યે માથું મૂંડાવી નાખ્યું ને માથે તેલ ચોળવાનું મારા કાકાને કહ્યું. કોણ જાણે શું સૂઝયું તે મારા કાકાએ તેલ ચોળવાથી તકતક થતા શેઠના માથા ઉપર એક ટકોરો માર્યો.

ઝટ દઇને સોમચંદ શેઠે એક રૂપિયો કાઢીને મારા કાકાને આપ્યો.

આઠ–દસ દહાડા પછી મારા કાકા પાસે જમાલખાન પઠાણે હજામત કરાવી. અર્ધું માથું મૂંડાવીને તેલ ઘસાવ્યું. સોમચંદના માથા પર ટકોરો મારતાં રૂપિયો મળેલો તેથી મારા કાકાને લાલચ લાગેલી. એ ઉપરથી મારા કાકાએ જમાલખાન પઠાણના તકતકતા તાલા ઉપર પણ ટકોરો માર્યો !

જમાલખાન પઠાણ હતો ભારે મિજાજી.

એના માથા ઉપર તડાક દઇને ટકોરો પડતાં જ એના મગજની કમાન છટકી.

એ ઉભો થયો.

મારો કાકો સમજયો કે રૂપિયો લાવવા ઉભો થયો હશે, પણ એ તો લઇ તલવાર ને આવ્યો, ને મારા કાકાનું ડોકું છટકાવી નાખ્યું.

નવાબી રાજમાં અમારું કશું યે ચાલ્યું નહિ. મારો કાકો કમોતે મૂવો ને એનાં છોકરાં રઝળ્યાં. *

નાગરદાસ ઈ. પટેલ

* 'ધનિયો' માંથી



## ડાહ્યો દિનકર

[ દોહરા ]

દિનકર નામે છોકરો, રોજ નિશાળે જાય;
ભણે ગણે પછી તે રમે, જે આપે તે ખાય.
સુશિલા નામે બેન જે, ઘરમાં કરતી કામ;
તેની તે સહાયે જતો, કરતો વળતું કામ.
કામ કરીને બેસતો, કરવા નિજના પાઠ;
મિત્રો સાથે પ્રેમથી, કરે વિનયથી વાત.
રસ્તા વચ્ચે તે કદી, પડયું નિહાળે કાંઈ;
તરત ઉપાડી લેઈને, ફેંકે કચરા માંહી.
એક દિને રમતો હતો ઊંડું રમતમાં ધ્યાન;
હા–તુ–તુ-તુની ધૂનમાં થયા બધા ગુલતાન.
એક અંધ ત્યાંથી પળ્યો બૂમો કરતો જાય;
"મને બતાવો માર્ગ તો પરમેશ્વર હરખાય."
દિનકર કાને તે ગયું, દોડ્યો તે પૂરપાટ;
જઇને ઝાલ્યો હાથને, મૂક્યો ગામની વાટ.
બાળક એ દિનકર સમા બનજો સઘળા વીર;
તનમનથી નિજ કામમાં, સત્વર રે'જો ધીર.

**પ્રાણજીવનદાસ નાથુભાઇ કાર્પેન્ટર**





# વાઘ કોણે માર્યો ?



રામજી જબરો શિકારી હતો. તે નરેણી જેવાં હાડકાં અને લોઢા જેવા નક્કર શરીરના બળ ઉપર મદાર બાંધી જીવ સટોસટનાં સાહસો ખેડતો. બીક તો એનાથી દૂર જ ભાગતી.

એક દિવસે રામજીને ત્યાં એક અંગ્રેજ કંઇ ફોજદારી કામ પ્રસંગે આવી ચડેલો. રામજીએ તેને માટે સારી ઊઠવેઠ કરી.

અંગ્રેજે રામજીને કહ્યું: "રામજી, આપણે કાલે શિકાર કરવા જઇશું; માટે બધી તૈયારી કરી રાખજો." રામજીએ તરત જ થોડાં માણસો મોકલીને જંગલમાં માંચડો તૈયાર કરાવ્યો. તે ગામની બાજુમાં એક મોટું જંગલ હતું. તેમાં સિંહ, વાઘ, વગેરે જંગલી પ્રાણીઓ હરહંમેશ ભમ્યા કરતાં હતાં.

સવારમાં જ અંગ્રેજ અને રામજી ખાઈપીને તૈયાર થઇ ગયા. એક બંદૂક તો એમને ત્યાં હતી જ. બીજી બંદૂક કોઇક પાસે માગી લાવ્યા. રામજીએ ખુખરી પણ સાથે લઇ લીધી. ખુખરી (કુકરી) એ એક છરા જેવું મોટું અને જાડું હથિયાર છે.

વાસ્તવિક રીતે ગોરાએ તો કોઇ દિવસ શિકાર કરેલો જ નહિ. તે પહેલવહેલો જ શિકાર કરવા માટે આજે જંગલમાં ગયો હતો. પરંતુ તેણે રામજી આગળ બડીબડી ડંફાસો મારી: 'રામજી! જો જે હં! તારે તો ઉપર જ બેસી રહેવાનું. જરા પણ હીલચાલ કરવી નહિ. મારે જે કામ કરવાનું હશે તે હું કરી લઇશ. તું નકામો ડહાપણ કરવા જઈશ તો નાહકનો માર્યો જઈશ.' રામજીએ આ શિકારીની પતરાજી ઊપર હસતાં હસતાં હાજી હા ભણ્યા કર્યું.

વાત કરતા કરતા તેઓ માંચડા પાસે આવી પહોંચ્યા. રામજીએ એવે ઠેકાણે માંચડો બાંધ્યો હતો કે જયાં વાઘની અવરજવર હોય. તેઓએ નીચે એક બકરી બાંધી. સાહેબ ધ્રૂજતા ધ્રૂજતા માંચડા પર ચઢી ગયા. મનમાં એવી બીક હતી કે રખે ને વાઘ આવીને જીવ લે તો? પછી....! આપણો રામજી તો ગભરાયા વગર ચઢી ગયો, અને ગોરાની

પાછળ જઇ ઊભો. રામજીએ ગોરાને જોઇ પારખી લીધું કે એનામાં શિકારી તરીકે કાંઇ માલ નથી.

ઘણા વખત સુધી તેઓ માંચડા પર બેસી રહ્યા. સાંજે ૪ વાગ્યા તો પણ વાઘમામાએ દર્શન ન દીધાં. તેઓ ભાતું ખાઇને વાતે વળગ્યા.

ગોરાએ પૂછ્યું: 'રામજી, તેં કેટલા વાઘ માર્યા હશે?'

'સાહેબ! મેં તો....' એટલામાં રામજીએ કાંઇ ખડખડાટ સાંભળ્યો અને તે ચેતીને તરત જ ઊભો થયો. આપણા પક્કા શિકારીએ જાણી લીધું કે વાઘ પાસે આવ્યો છે. રામજીએ કહ્યું: "સાહેબ! હોશીઆર!" સાહેબ હોંશીઆર થઇ ગયા.

એટલામાં ઝાડીમાં રામજીની ચપળ આંખોએ કાંઇક વનપશુ જોયું. પાસે આવતાં જ જણાયું તો એક ભયંકર વાઘ દેખાયો. શિકારી તો તેને જોઇને ઘણા ગભરાવા લાગ્યો. ધીરે ધીરે વાઘ પાસે આવવા લાગ્યો. તેમતેમ શિકારી ગભરાવા લાગ્યો. ગોરાએ જાણ્યું કે આમ તો આપણા બાર વાગી જશે. તેથી તેણે હાથમાં બંદૂક લઇને ગમે તેમ નિશાન તાક્યું. પરંતુ નિશાન ચૂક્યું. શિકાર પણ હોંશીઆર થઇ ગયો. રામજીએ કહ્યું: 'સાહેબ! તમે એક ગંભીર ભૂલ કરી છે. કોઇ પણ દિવસ શિકારને પાસે આવ્યા વિના મારવો નહિ.' પરંતુ એટલામાં વાઘમામાએ એક ભયંકર ઉડી સાહેબ પર મારી. એટલામાં પાછળથી એક ગોળી આવીને વાઘના માથામાં વાગી અને વાઘ તમ્મર ખાઇને નીચે પડયો. બીજી એક ગોળી, ને વાઘ સ્વધામ પહોંચી ગયો. આ ગોળીઓ રામજીએ મારી હતી. રામજી અનુભવને લીધે જાણતો હતો કે વાઘ જરૂર ઉડી મારશે, તેથી તે તૈયાર જ હતો.

આ અરસામાં બિચારા શિકારીનું રામજીને ભાન ન રહેલું. શિકારી તો વાઘને ઉડી મારતો જોઇને ગભરાઇ ગયો હતો, એથી એણે તો જમીન પર ઉડી મારી હતી! માંચડો ઊંચો હોવાને લીધે શિકારીને પણ ઠીકઠીક લાગ્યું હતું. તે બેભાન હતો. રામજી તેને શુદ્ધિમાં લાવ્યો.

× ×

બીજે દિવસે ગામમાં વાત ચાલતી હતી કે ગોરા શિકારીએ એક મોટો વાઘ માર્યો, અને તેનું ચામડું પણ એ સાથે લાવ્યો છે. તે ચામડા સાથે સાહેબે ફોટો પણ પડાવ્યો!

વાઘ કોણે માર્યો તે રામજી જ જાણતો હતો. ધનવંત શાહ

# શિયાળિયાં શા માટે રુવે છે?

**મો**ગલ બાદશાહ જહાંગીરને દારુ પીવાનો ભારે શોખ. ખૂબ ઢીંચે. પછી જોઇ લો ગમ્મત.

એક વાર ગામડામાં મુકામ. શિયાળાનો વખત અને ટાઢ સખત.

રાતે જહાંગીર તંબુમાં બેઠેલા. નશો કરેલો અને ગંમતે ચડેલો.

ત્યાં ટાઢે થરથરેલાં શિયાળિયાંની લાંબી લારી સંભળાઇ.

'અરે, આ શિયાળિયાં કેમ રુવે છે?' જહાંગીરે દરબારીઓને પૂછ્યું.

'અન્નદાતા, એને ટાઢ વાય છે; અને આપની સ્વારી અહીં છે, તેથી ગરમ કપડાંની માગણી કરે છે.' હાજરજવાબી દરબારીઓએ તક જોઇ ખુલાસો કર્યો.

'એમ? એમને ગરમ કપડાં જોઇએ છે? જાઓ એમને શાલદુશાલા લઇ આપો.' જહાંગીરે હુકમ કર્યો.

કહેવાની કયાં જરુર છે કે શાલદુશાલા લઇ દરબારીઓએ કોને આપ્યા!

પણ બીજે દિવસે એ જ ટાણે એ જ ગમ્મત અને શિયાળિયાંની લારી સંભળાઇ.

'અરે, આ શિયાળિયાંને આજે ય શું છે?' જહાંગીરે દરબારીઓને પૂછ્યું.

'અન્નદાતા, આપે કાલે મોકલાવેલા શાલદુશાલા એમને આજે મળી ગયા છે, માટે આપનો આભાર માને છે અને દુવા દે છે.' ખુશામતખોર દરબારીઓએ તક સાધી જવાબ આપ્યો.

લાભશંકર માસ્તર



# ભીષ્મપ્રતિજ્ઞા

**દેવવ્રત**—(સ્વગત) આજ કેટલા યે દિવસ થયાં પિતાજી ચિંતાતુર જણાય છે. હરતાં ફરતાં નિઃશ્વાસ નાખે છે. રાજકાજમાં લગીરે લક્ષ આપતા નથી. કોઇ સાથે હસીને બોલતા નથી. પિતાજીને કોણ જાણે શું યે દુઃખ હશે. એ દુઃખનું કારણ જાણવા ઘણુંઘણું મથ્યો છતાં કાંઇ જાણી શક્યો નહિ.

મહાઅમાત્યને પૂછતાં કોઇ કપરી રાજખટપટ હોવાનું પણ જણાતું નથી. લડાઈ જાગવાનો સંભવ નથી. કદાચ હોય તો યે પિતાજી અજાનબાહુ છે. સેના સજ્જ છે. પ્રજા વફાદાર છે, એટલે ઉચાટ અસ્થાને છે. અરે ! હું ભૂલું છું. પૃથ્વિપટ ઉપર કયા મરણોન્મુખ નૃપાળનું રાજરાજેશ્વર, ભારત-ભૂષણ, પુણ્યશ્લોક શાન્તનુ મહારાજના રાજ્ય સામે આંગળી ચીંધવાનું ગજું છે? પિતાજી સાથે યુદ્ધ ખેલવાની



કયા રાજવીની તાકાત છે? દેવસમ્રાટ ઇન્દ્ર પણ પિતાજીની સહાયની અપેક્ષા રાખે છે. ત્યારે? વર્ષ આબાદ છે. રૈયત સુખી છે. પ્રભુની મહેર છે. સર્વ સ્થળે લીલાલહેર છે. છતાં પિતાજીના મુખ પર ગ્લાનિની છાયા કેમ છવાઇ રહી છે? મધુર, મનોહર, સદાય સ્મિતભર્યું એ વદન આજ કેટલા યે દિવસ થયાં કેમ દુભાયેલું લાગે છે?

મને નિહાળતાં પિતાજીનું દિલ ઉભરાઈ જતું. આજે મને ભાળતાં પોતે હસવાને પ્રયત્ન કરે છે પરંતુ હસી શકતા નથી. બોલવા મથે છે

છતાં એક–બે ભાંગ્યાંતૂટયાં વેણ મહા મુસીબતે બોલી શકે છે. અમૃત ટપકતી આંખથી આજે ગ્લાનિનાં ઘેન નીતરે છે. પિતાજીને સુખી કરવા પ્રાણનાં બલિદાન દેવા તૈયાર છું; પરન્તુ ચિંતાનું મૂળ શોધતાં જડતું નથી. ખરેખર, મારી ખોળમાં ખામી હશે. મારો પ્રયાસ સંકુચિત હશે. મારા ઉદ્યમમાં ઉણપ હશે. નહિ તો સત્ય જણાયા સિવાય રહે જ નહિ.

દુઃખી પિતાજી પેખતાં મુજને કંઈ કંઈ થાય છે,
ચિંતાભીનું મુખ દેખતાં મુજ કાળજું કોરાય છે;
રે! જયાં લગી નવ મુદિત મન ભાળું પિતાને ત્યાં લગી,
છે ત્યાજ્ય સુખ વૈભવ મને જાયે ભલે ને જિંદગી.

મહાઅમાત્યે ફરી તપાસ કરવાનું માથે લીધું છે. કદાચ હકીકત મેળવી હાલમાં જ આવી રહ્યા હશે. આ આવ્યા. ( અમાત્ય પ્રતિ ) કેમ અમાત્યજી ! કાંઇ પ્રયત્ન સફળ થયો ?

**અમાત્ય**—મહારાજ ! શોધ કરવામાં કાંઈ બાકી રાખી નથી. ગુપ્તચરો દ્વારા છાની તપાસ કરાવવામાં મણા રાખી નથી. છતાં પત્તો ખાતો નથી. મને ભય રહે છે કે જો મહારાજા આમ ને આમ ચિંતાઘેર્યા ફર્યા કરશે તો શરીર નંખાઇ જશે.

**દેવવ્રત**—અમાત્યજી, સાંભળો.

ના જયાં સુધી સુખી નિહાળી શકું પિતાજી,
ને જયાં સુધી મુખથી ગ્લાનિ શકું ન ભાંજી;
મારે ન અન્ન જળ ગ્રાહ્ય રવિની શાખે,
બાધા લઉં, ડગું નહિ, વિપદોથી લાખે.

**અમાત્ય**—ધન્ય છે પિતૃભક્ત પુત્રને. પુત્ર હો તો આપના જેવા જ હજો !

( એક હજુરી આવે છે ]

**હજુરી**—મહારાજ ! રાજરાજેશ્વરના સંકટ સંબંધી કાંઇક વાત આપને જાહેર કરવા આવેલો છું.

**દેવવ્રત**—કહો, કહો, સત્વર કહો.

**હજુરી**—મહારાજ ! વાત એમ બની કે થોડા રોજ અગાઉ મહારાજા સાહેબ તથા હું બંને પતિતપાવની ભાગીરથી તટે વાયુની લહેરખી અનુભવતા, પંખેરૂંના મીઠા કલ્લોલ સાંભળતા, સૃષ્ટિસૌંદર્ય નિહાળતા

મોજમાં ટહેલતા હતા. એવામાં રાજરાજેશ્વરની દૃષ્ટિ ગંગાજીના નીરમાં સરકી રહેલી એક હોડી ઉપર પડી. બસ થયું. એ નાવડીમાં એક અનુપમ સૌંદર્યસંપન્ન કન્યા પોતાના લાવણ્યતેજે સૂર્યના પ્રકાશને ઝાંખો



પાડતી બિરાજતી હતી. પછી........

**દેવવ્રત**—બોલો ! બોલો ! કેમ અકટચા ? જે હોય તે જલદી જણાવો. પિતાજીના પરિતાપનું કારણ બતાવનારને એક શબ્દ દીઠ સો સોનામહોરો આપું તો યે ઓછી લેખાય.

**હજુરી**—પછી મહારાજાધિરાજ એ રૂપરાશિ બાળાને જોઈને મોહ પામ્યા. તપાસ કરતાં ભાળ લાધી કે નદીને કાંઠે ઝૂંપડી બાંધી રહેલા એક માછીમારની એ કન્યા હતી. મહારાજાસાહેબ એ માછીની મઢીમાં મને બારણે ઊભા રહેવાનું કહીને પધાર્યા. થોડી વારે બહાર આવ્યા ત્યારથી જ રાજરાજેશ્વર ઉદાસીન રહે છે. આથી વિશેષ હું જાણતો નથી.

**દેવવ્રત**—બસ; જાણવાનું જાણી લીધું. તમારો અત્યંત આભારી છું.

તમારે યોગે જ હું પિતાજીને ફરી સુખી કરવા ભાગ્યશાળી થઇશ. લ્યો, આ આજ્ઞાપત્રિકા કોષાધ્યક્ષને બતાવશો એટલે તમને એકસો સોના-મહોરો મળશે. અમાત્યજી ! હું જાઉં છું.

**અમાત્ય**—હું પણ સંગાથે આવું છું, મહારાજ !

[ બંને સરિતાતીરે માછીની કુટિરમાં જાય છે. ]

**માછી**—( સ્વગત આવતાં ) પધારો ! પધારો ! મહારાજકુમાર, પધારો. અમાત્યજી, આજે આ રંકની મઢુલી ભલે પાવન કીધી.

( સ્વગત )

સાધવા તાતનું કાર્ય, આવ્યા છે હોંસભેર એ,
સરતો સાંભળી પાછા, જશે એ ધરી ખેદને.

મહારાજ ! ફરમાવો. દાસનાં આજે અહોભાગ્ય. આજે મારે સોનાનો સૂરજ ઊગ્યો. શી સેવા ઉઠાવું ?

**દેવવ્રત**—ભાઇ ! તમારાં પુત્રીને મારાં માતુશ્રી તરીકે અંતઃપુરમાં લઇ જવા ચાહું છું.

**માછી**—મહારાજ ! આભારી છું. મારા જેવા એક અદના માછી-માર ઉપર આપનો આ કાંઈ નાનોસૂનો અનુગ્રહ ન લેખાય. રાજરાજેશ્વર શાન્તનુ મહારાજ સાથે સંબંધ ધરાવવા ખુદ ઇન્દ્રમહારાજ પણ ઉત્સુક રહે છે; તો મારે આનાકાની હોય જ નહિ. મારે તો ધન્ય ઘડી, ધન્ય ભાગ્ય. પરંતુ યુવરાજ ! હું મારી પુત્રીનો પિતા છું અને મારે મારો પિતા તરીકેનો ધર્મ વિસરી જવો ન જોઇએ. દીકરીનું સુખ જોવું એ મારી ખાસ ફરજ છે. એ ફરજ અદા કરતાં આપના માગાનો અસ્વીકાર કરીશ એટલે જનતાની આંખે હું દિવાનો જ દેખાઇશ. સંસારીઓ મને પાગલ, ચસ્કેલ અને મૂઢમતિ કહેશે; પરંતુ મારું કર્તવ્ય હું નહિ જ ચૂકું. મારી વહાલસોઇ કન્યાને મહારાજાધિરાજની એક રાણી બનાવી બાંધી જીવાઈ ઉપર અંતઃરપુવાસિની બનાવવાને હું લગીરે ઇચ્છતો નથી. એ કરતાં તો કોઈ મારી જ કોમના રાતદિવસ મજૂરી કરતા, પરસેવાના ટીપાંના બે પૈસાની પ્રાપ્તિથી ભરણપોષણ કરતા રંક માછીના ગરીબ ગૃહની ગૃહરાણી બનાવવા વધારે ઉત્સુક છું. અવિનયની ક્ષમા આપશો.

**દેવવ્રત**—માછીમાર ! તમે સાચું જ કહ્યું. પિતા તરીકેનું તમારું કર્તવ્યસેવન સ્તુત્ય છે. મને રાજવૈભવનો શોખ નથી. તાજ પહેરવાની

તાલાવેલી નથી. પિતાના સુખ આગળ ચક્રવર્તી સામ્રાજ્યસત્તા, રે ઇન્દ્રનું ઇન્દ્રાસન પણ તુચ્છ છે,-તણુખલાને તોલે છે. પિતાજીનો એક નિઃશ્વાસ સમાવવા મારા પ્રાણ પણ કુરબાન છે, તો પછી રાજપાટનો શો હિસાબ ? શી ગણના ?

લક્ષ્મી મળો લખલૂંટ
સુખનાં સાધનો પણ સાંપડો,
વૈભવ વિલાસ અખૂટ
આ અવનિ વિષે આવી જડો;
ભરપૂર મળો ભંડાર
સ્વર્ગનું રાજ્ય પણ ચરણે ઢળે,
મારે ન એ ઉપયોગના
જવ તાત દિલ દુઃખથી બળે.

પતિત પાવની ભાગીરથીનું જળ મૂકી સંકલ્પ કરૂં છું કે આજથી હું રાજગાદી ઉપરનો મારો સઘળો હક, હકુમત, અમલ, અધિકાર, રાજીખુશીથી તારી પુત્રીની સંતતિની તરફેણમાં ઉઠાવી લઉં છું.

**અમાત્ય**—મહારાજ ! મહારાજ !........

**દેવવ્રત**--આમાત્યજી, એમાં ગભરાયા શાને ? આ સુજ્ઞ માછીમાર પોતાની પુત્રી પ્રત્યેની ફરજ બજાવે છે તેવી જ રીતે હું મારા પિતાજી તરફનો મારો ધર્મ સાચવું છું. પિતાજીના સુખમાં જ આપણા સર્વનું સુખ સમાયું છે. કેમ માછીમાર ! હવે રજા આપો એટલે મારાં માતુશ્રીને રાજમહાલયમાં લઇ જાઉં.

**માછી**--ધન્ય છે મહારાજ આપના પુત્રધર્મને ! આપનો આત્મભોગ પ્રશંસનીય છે; પરંતુ એટલેથી મારો વાંધો પતે તેમ નથી. હજી યે મને આપના માગાનો અસ્વીકાર કરવા કારણ રહે છે.

**દેવવ્રત**—વિલંબ ન કરો, ભાઇ ! જે કહેવાનું હોય તે જલદી કહી નાખો કે તમારી શંકાનું સમાધાન કરી શકું.

**માછી**—કુમારસાહેબ ! આપે તો આપના અધિકાર ઉપરથી હાથ ઉઠાવ્યો. પરંતુ આપની પ્રજાનું શું ? આપની હયાતિ સુધી તો કાંઇ અડચણ આવે નહિ. પણ ત્યાર બાદ ? આપના પુત્રો કાંઈ આપની પ્રતિજ્ઞા પાળવા બંધાયેલા નથી. તેઓ મારાં ભાણેજડાંને રંજાડે અને ગાદી કબજે કરે તેનું શું ?

**દેવવ્રત**—સત્ય કહું તો તમારી શંકા અસ્થાને નથી. મને ભાવિનો

વિચાર ન સૂઝ્યો. તમારી દૂરંદેશી વખાણને પાત્ર છે. હું આ દેહને વિષયમાં ડૂબાવી દેવા નથી ચાહતો.

વાઞ્છું ના સ્વર્ગનાં મોંઘાં સુખો સુંદર હું કદી;
પ્રેમભીના પિતા હૈયે ગ્લાનિ અલ્પ વસી યદિ.

માછીમાર, સાંભળો. સૂર્યભગવાનની સાક્ષીથી પ્રતિજ્ઞા કરૂં છું કે હું આજથી નૈષ્ટિક બ્રહ્મચર્યવ્રત આચરીશ. કદી લગ્નગ્રંથિથી નહિ જોડાઉં.

મહાઅંબુધિ માઝા મૂકે
છો આભ ફાટે સામટું,
છો પ્રલય અગ્નિ પ્રજ્વળે,
છો શૈત્ય રવિમાં વ્યાપતું;
હિમરશ્મિ ચૂકી સૌમ્યતા
અંગારથી અનુરાગશે,
મારી પ્રતિજ્ઞા અચળતા
દઢતા, લગીર ન ત્યાગશે.

**માછી તથા અમાત્ય**--ધન્ય મહારાજ! ધન્ય! પુત્ર હજો તો આપ સમાન હજો. ભગવતી વસુન્ધરા આજે આપના આત્મભોગથી પરમ ગૌરવાન્વિતા તથા પુનિતા થઇ છે. આપનો સ્વાર્થત્યાગ અવનિના ઇતિહાસમાં અજર અમર રહેશે. આપનો પુત્રધર્મ જગતનો તવારીખમાં યાવચ્ચંદ્ર દિવાકરૌ વંદનીય પ્રસંશનીય તથા અનુકરણીય જ રહેશે.

[ દેવદુંદુભિ ગગડે છે. આકાશ વાણી થાય છે: ]

અમોલ તારા પ્રિય ! આત્મભોગથી,
પૂર્ણ પ્રસન્ન તવ સુંદર પુત્ર ધર્મથી;
રીઝી સુરેન્દ્ર મનનિગ્રહથી જ તારા
અર્પે શુભાશિષ ઉમંગથી આજ પ્યારા !

પુત્ર દેવવ્રત ! દેવતાઓ તારા ઉપર સંતુષ્ટ થયા છે. તારા સ્વાર્થ-ત્યાગથી ભગવાન બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ પ્રસન્ન થયા છે. ગાંધર્વો તારાં બિરદો ગાય છે. કિન્નરો તારા કીર્તિરાસ રચે છે. ધર્મરાજા તારી ધર્મપ્રીતિ ઉપર ખુશખુશ છે. તેં તારું જીવન સાર્થક કર્યું. તને ધન્ય છે ! હજારો વાર ધન્ય છે. તારી ભીષ્મપ્રતિજ્ઞા વડે આજથી તું ભીષ્મ નામાભિધાનથી પંકાઇશ. વત્સ ! સુખી રહે. તારો જય થાવ ! જય થાવ !

[ પુષ્પવૃષ્ટિ થાય છે ]

**ચંદ્રકાન્ત મંગળજી ઓઝા**




શ્રીશંકરે આર્યાવર્તમાં દક્ષિણમાં શંકરાચાર્યનો અવતાર લીધો, અને બ્રહ્માએ મંડનમિશ્રના નામથી માહિષ્મતી નગરીમાં જન્મ લીધો. શારદાદેવીએ સરસ્વતી ભારતીના નામથી જન્મ લીધો.

શંકરાચાર્ય જ્ઞાનમાર્ગી હતા. જ્ઞાન એ જ મોક્ષ આપનારૂં છે એમ તેઓ માનતા હતા. મંડનમિશ્ર પંડિતજી કર્મમાર્ગી હતા. કર્મ એ જ મોક્ષ આપનારૂં છે, એમ તેઓ માનતા હતા.

શંકરાચાર્ય પોતાના મતનું સર્વશ્રેષ્ઠપણું પુરવાર કરવા માટે ભારત વર્ષમાંપર્યટન કરતાં કરતાં પ્રયાગ પાસે કુમારીલ ભટ્ટને ત્યાં આવી ચડયા. કુમારીલ ભટ્ટે શંકરાચાર્યને માહિષ્મતી જઈ મંડનમિશ્ર પાસે વાદવિવાદ કરવાનું કહ્યું. તેમાં જો જય મેળવો તો તમારો જ્ઞાનવાદ શ્રેષ્ટ છે એમ સમજવું. તમારા બન્ને વચ્ચે મંડનમિશ્રની પત્ની સર્વશાસ્ત્રમાં વિદ્વાન અને નિપૂણ છે તેમને સાક્ષી તરીકે મધ્યસ્થ રાખજો. ભારતી જેનો જય–પરાજય કહે તે સ્વીકારશો.

શંકરાચાર્ય માહિષ્મતી નગરીના ઉપવનમાં ઊતર્યા. થોડો વિસામો



લઇ મંડનમિશ્રના ઘર તરફ જતાં રસ્તામાં કૂવે પાણી ભરતી બાળાઓને પંડિતના ગૃહની પૂછપરછ કરી કહ્યું કેઃ પંડિતનું ઘર કયાં આવ્યું? બાળાએ સંસ્કૃત શ્લોકમાં જવાબ આપ્યો કેઃ જે ઘરના દરવાજા ઉપર ટાંગેલા પાંજરાંમાં પોપટ અને મેના વેદનો ઉચ્ચાર કરી રહ્યાં છે, આશ્રમમાં સુખદુઃખ આપનારું કર્મ છે, એની ચર્ચા રાતદિવસ જ્યાં વિદ્યાર્થીઓ કરી રહ્યા છે, એ ઘર મંડનમિશ્ર પંડિતજીનું જાણવું.

શંકરાચાર્ય પંડિતના ઘર પાસે આવી પહોંચ્યા. દરવાજો બંધ હતો

એટલે અંદર જવાનું અશક્ય હતું.

શંકરાચાર્ય પોતાની યોગવિદ્યાના પ્રભાવે આકાશમાર્ગે ઘરના આંગણામાં ઊતર્યા. એ જ વખતે પંડિતજીએ પોતાના તપોબળ વડે, જૈમુનિ તથા વ્યાસને પોતાને ઘેર શ્રાદ્ધમાં જમવા માટે આમંત્રણથી બોલાવ્યા હતા. આ વખતે ન ધાર્યા પ્રમાણે શંકરાચાર્ય આવેલ હોવાથી પંડિતજીને ક્રોધ ચઢયો અને શંકરાચાર્યનું અપમાન કર્યું. બન્ને વચ્ચે જ્ઞાનમાર્ગ અને કર્મમાર્ગનો વાદવિવાદ શરૂ થયો. જયપરાજયને માટે શ્રી શંકરાચાર્યે સમસ્ત વિદ્યાવિશારદ સરસ્વતી ભારતીને અધ્યક્ષપદે ન્યાય આપવા માટે રાખ્યાં. દેવીના નિર્ણયને માન્ય રાખવાનું બન્નેએ કબૂલ રાખ્યું.

સરસ્વતીએ દરેકના કંઠમાં એકેક પુષ્પમાળા પહેરાવીને કહ્યું કે, જેના ગળામાં આ પુષ્પમાળા કરમાઇ જાય તેમણે પોતાની હાર કબૂલ માનવી.

વાદ શરૂ થયો. એક દિવસ, બે દિવસ, એમ સાત દિવસ વિવાદ ચાલ્યો. ફક્ત મધ્યાન્હે ભિક્ષા લેવાને બંન્ને જણા થોડો વખત થોભતા. આ બંન્ને સમર્થ વિદ્વાનોનો વાદ સાંભળવા માટે ઘણા વિદ્વાનો ઠેકઠેકાણેથી આવ્યા હતા. કહેવાય છે કે દેવો પણ મનુષ્યનાં રૂપ ધારણ કરીને આ વાદવિવાદ સાંભળવા આવ્યા હતા.

એક દિવસ ઓચિંતા ભારતીએ મધ્યાન્હ વખતે મંડનમિશ્રના ગળામાં પુષ્પમાળા સૂકાયલી જોઇ. પોતાના સ્વામી મંડનમિશ્રની હાર કબૂલ કરી, શંકરાચાર્યનો જ્ઞાનમાર્ગ શ્રેષ્ઠ છે તેમ કહી તેમણે ચોકખો ન્યાય આપ્યો. ધન્ય છે દેવી સરસ્વતી ભારતીને !

**રમણીકલાલ કરૂણાશંકર પંડ્યા**

## નવા થનાર ગ્રાહકોને

'બાલજીવન' માસિકની પ્રતો ખપ કરતાં હંમેશાં અમુક વધારે સંખ્યામાં છપાવવામાં આવે છે; પરન્તુ ચાલુ વર્ષે ગ્રાહકોની સંખ્યા સામાન્ય ધારણા કરતાં ખૂબ વધી જવાથી હવે માસિકના ચાલુ વર્ષના નવેમ્બર ૧૯૪૧ થી એપ્રિલ ૧૯૪૨ લગીના અંકો બિલકુલ સીલીક નથી. નવા ગ્રાહકો મે ૧૯૪૨ થી એક વર્ષ માટે નોંધવામાં આવશે. ગ્રાહક થાય કે તરત જ તેમને ભેટચોપડી મળશે. પાછળના અંક કોઇએ મગાવવા તસ્દી લેવી નહિ. 'બાલજીવન' પ્રત્યે મહાગુજરાતી પ્રજાની પ્રેમવર્ષા અને કદરદાની માટે ફરી વાર એમનો ઉપકાર માનીએ છીએ.

**વ્યવસ્થાપક, બાલજીવન**

# રામ વનવાસ

[ એપ્રિલ અંકના પાન ૨૭૩ થી સંપૂર્ણ ]

## પ્રવેશ ૭ મો

**સમયઃ**—સવારનો.

**સ્થળઃ**—કૈકેયીભવન.

[ કૈકેયી અને દશરથ મૂંગાં મૂંગાં બેઠાં છે. પાસે રાજગુરૂ વસિષ્ઠ પણ બેઠા છે. ]

વસિષ્ઠ—રાજન ! આ તો આદર્યાં અધૂરાં રહ્યાં !

દશરથ—ગુરૂદેવ ! એ તો હોય ! જગતમાં એમ જ ચાલે. સુખ હોય ત્યાં દુઃખે આવ્યા વિના થોડું જ રહે છે ?

વસિષ્ઠ—તારી વાત બરાબર છે; પણ તો પછી તારું મોં આમ ઊતરી કેમ ગયું છે ?

કૈકેયી—એ તો મને વચન આપવાં પડયાં તેમાં !

દશરથ—રાણી, જરાય નહિ. ગુરૂદેવ, મને શોક નથી થતો, પણ રામ વિના મારો રાજમહેલ સૂનોસૂનો લાગશે એ વિચાર........

કૈકેયી—( ઉતાવળી ઉતાવળી ) લ્યો, આ તમારો રામ આવ્યો તો ખરો ! તમારું વચન તો પળાશે !



વસિષ્ઠ

[ રામ, સીતા, લક્ષ્મણ ભવનમાં પ્રવેશ કરે છે અને વડીલોને વંદન કરી ઊભાં રહે છે. ]

વસિષ્ઠ—( આશીર્વાદ આપતાં ) વત્સ રામ, શતાયુ ભવ. (સીતાને) પુત્રી સીતા, સૌભાગ્યવતી ભવ. ( લક્ષ્મણને ) આયુષ્યમાન ભવ, પુત્ર !

દશરથ—અરે પણ સીતા, પુત્રી ! તું અહીં શા માટે આવી ? અને આ લક્ષ્મણ શાને કાજે આવ્યો ?

સીતા—( નીચું જોઈને ) પિતાજી, વનમાં જતા પહેલાં આપને વંદન કરવા.

લક્ષ્મણ—પિતાજી, હું ય એ કારણે આવ્યો છું.

દશરથ—એટલે શું તમે ત્રણે વનમાં જવાનાં?

[ દશરથની આંખમાં આંસુ આવી જાય છે. ]

ના, ના, હું કોઇને નથી જવા દેવાનો!

કૈકેયી—( દશરથને કરડાકીમાં ) હું કયાં કહું છું કે તમે કોઇને પણ મોકલો !! વચન પાળવું હોય તો પાળો ને !!

રામ—પિતાજી; પિતાજી, આમ છેક જ હિમ્મત ન હારો. આપનું વચન ભંગ થાય એવું હું કદી થવા નહિ દઉં.

દશરથ—પુત્ર, એટલે શું મારા વચનની ખાતર તમે ત્રણે વનવાસ ભોગવો ?

રામ—પિતાજી, વનવાસ તો હું એકલો જ ભોગવવાનો.

દશરથ—ત્યારે સીતા અને લક્ષ્મણ કેમ તારી સાથે આવ્યાં છે?

રામ—એ બંને તો હઠ કરીને સાથે થયાં છે. કોઈ વાતે રોકાય તેમ નથી.

દશરથ—એટલે મારે ત્રણેને જવા દેવાં !! ગુરૂદેવ, આ બધું શું થાય છે?

[ દશરથ આંખે હાથ દઈ દે છે. ]

કૈકેયી—( કરડાકીમાં ) વચન પાળવું જ હોય અને વનમાં જવું હોય તો આ અહીં પડયાં તે વલ્કલો પહેરી લ્યો. હવે બહુ મોડું થયું.

દશરથ—ગુરૂદેવ, ગુરૂદેવ, મારો હાથ ઝાલો. પુત્ર રામ, મારા રામ; સીતા, રામ............

[ દશરથ મૂર્છા ખાઈ પડે છે. ]

વસિષ્ઠ—રાણી, બહુ ખોટું થાય છે, હોં! આવી મતિ તને કેમ સૂઝી !

કૈકેયી—( મોઢું ફેરવીને ) તમારે વચમાં પડવાની જરુર નથી.

રામ—માતાજી, અમે વલ્કલ પહેર્યાં. વંદન કરીએ છીએ.

કૈકેયી—બહુ સારૂ; વચન પાળવું હોય તો સીધાવો. વખત બહુ વહી ગયો. ( સીતા અને લક્ષ્મણ તરફ જોઇને ) હું નથી કહેતી કે તમે ય વનમાં જાવ. પછી તમારી મરજી.

સીતા અને લક્ષ્મણ—( વંદન કરતાં કરતાં ) ના માતાજી, અમે તો

અમારી રાજીખુશીથી જઇએ છીએ.



રામ—માતાજી, હવે અમે આ ચાલ્યા. ગુરૂદેવ, પિતાને આશ્વાસન આપજો. અમે હવે જઇએ છીએ.

[ ત્રણે કૈકેયીભવન છોડીને નીકળી જાય છે. ]

**સ્વ. જેઠાલાલ છ. ચૌધરી.**
બી. એ., એસ. ટી. સી. ડી.

**સમાપ્ત**

**જેણે પોતાને જીવતો પકડનારને લાહોરનું રાજ્ય બક્ષિસ આપવાની બડાશ મારી એ બળવાન લુટારાને પંજાબકેસરી મહારાણા રણજિતસિંહે કેવી રીતે તાબે કર્યો તેની એક પરાક્રમગાથા.............**

# લુટારો સુંદરસિંહ

મહારાજ રણજિતસિંહે પંજાબના લાહોર શહેર ઉપર વિજય મેળવ્યો હતો. આસપાસનો પ્રદેશ હજી પૂરેપૂરો કબજે થયો ન હતો, તે સમયની આ વાત છે.

લાહોરથી દસ માઇલ દૂર એક ગાઢ જંગલ હતું તેમાં લુટારાઓની એક ટોળી રહેતી હતી. આ લુટારાઓના સરદારનું નામ સુંદરસિંહ હતું. તે ઘણો ઉદાર અને પોતાના ધંધામાં પાવરધો હતો.

સુંદરસિંહને ધાડ પાડવાનો શોખ તો હતો, પરંતુ તે લૂટનો એક પૈસો પણ પોતાની પાસે રાખતો ન હતો. લૂંટનો જે માલ એને ભાગે આવતો, તે બધો તે ગરીબ લોકોને આપી દેતો. કેટલી યે વિધવાઓ અને અનાથ સ્ત્રીઓને એના તરફથી મદદ મળતી હતી. આથી એ પ્રાંતના ગરીબ લોકો સુંદરસિંહ તરફ માનભરી નજરે જોતા હતા. વળી દરેક રીતે તેને મદદ પણ કરતા હતા!

મહારાજ રણજિતસિંહે લાહોર લેતા પહેલાં આ લુટારાઓને વશ કરવાનું ધાર્યું. ઘણા લુટારાઓને પકડવામાં આવ્યા; ઘણા નાસી પણ ગયા. છતાં સુંદરસિંહ એટલો તો હિંમતબાજ હતો કે લાહોર શહેરમાં પણ એકદમ આવી પહોંચતો અને શેઠ–શાહુકારોને લૂટી ચાલ્યો જતો હતો.

મહારાજના દિલ પર એની બહાદુરી અને ઉદારતાની ખૂબ અસર થઇ હતી. આથી મહારાજે ઢંઢેરો બહાર પાડયો કે જે માણસ સુંદરસિંહને જીવતો પકડી મારી આગળ હાજર કરશે, તેને પાંચ ગામો ઈનામ આપવામાં આવશે.

સુંદરસિંહે આ વાત જાણી ત્યારે તે ખૂબ હસ્યો. તે બોલ્યોઃ 'કાણો (રણજિતસિંહ) મને કાયર સમજે છે. પરંતુ સુંદરસિંહને કોઈ જીવતો પકડી શકે એમ નથી, એ એમને કયાં ખબર છે?'

રણજિતસિંહના ઢંઢેરાના જવાબમાં સુંદરસિંહે લાહોરની ભીંતો પર

જાહેર ખબર ચોઢી–'મને પકડવાને માટે મહારાજ પાંચ ગામો ઇનામ આપે છે, પરંતુ હું જાતે જાહેર કરૂં છું કે જે મને જીવતો પકડશે, તેને હું લાહોરનું રાજ્ય આપી દઈશ !'

મહારાજ હજી નવજુવાન હતા. એમને લુટારાની આ મશ્કરી ઉપર બહુ ક્રોધ આવ્યો. તે હવે એને પકડવાને માટે ખૂબ પ્રયત્ન કરવા લાગ્યા.

એક રાતે જાસુસે ખબર આપી કે સુંદરસિંહ પાસેના જંગલમાં છે. મહારાજ તરત જ થોડાએક ઘોડેસ્વારોને લઈને તે તરફ ઊપડયા. લાહોરથી પાંચેક માઈલ દૂર લુટારાઓનો ભેટો થયો. સુંદરસિંહ સાથે પણ પચાસેક સવાર હતા. તેણે બૂમ મારીને કહ્યું. 'કોણ સવાર જાય છે ? ઊભા રહો નહિ, તો........'

મહારાજે સખ્તાઈથી જવાબ દીધો: 'અમે લુટારાઓને કાયર સમજનારા લોકો છીએ.'

'તો અહીં સામે આવી તમારું બળ બતાવો.'

'બીજા ગરીબને શા માટે મરાવો છો ? બહાદુર હો તો એકલા આવી બળ જુઓ ને બતાવો.'

સુંદરસિંહે આ વાત માની. બન્ને ટોળીનાં માણસો દૂર હઠી જાય. સરદારોની લડાઇ જુએ; ને જે જીતે તેને પોતાનો નેતા ગણે.

બન્ને સરદારો લડાઇમાં ઊતર્યા. ઘણા સમય સુધી કોઈને વાગ્યું નહિ કે કોઈ હાર્યું નહિ. આખરે મહારાજે કાલઝપટ નામનો વાર કર્યો. તલવારનો એ વાર બહુ ભયંકર ગણાય છે. જો હરીફ આ વારને ચૂકાવી દે તો પછી વાર કરનાર મૂઓ જ સમજવો ! પરંતુ મહારાજ પોતાના વારમાં સફળ થયા. તેમણે સુંદરસિંહની તરવાર છીનવી લીધી, ને તેની કમર પકડી કેદ કરી લીધો !

મહારાજના સિપાઇઓ જયધ્વનિ કરવા લાગ્યા. સુંદરસિંહે કહ્યું: 'હું આજથી તમારો ગુલામ છું.'

બીજા લુટારાઓ પણ ઘોડા પરથી ઊતરી પડયા ને મહારાજને શરણે થયા.

મહારાજે કહ્યું: 'તેં તને જીવતો પકડનારને લાહોરનું રાજ્ય આપવાનું જાહેર કર્યું હતું; તો હવે તારી પ્રતિજ્ઞા પૂરી કર.'

'હું તૈયાર છું. મહારાજ. ચાલો, હમણાં જ લાહોર પર હુમલો

કરીએ.'

બધા લાહોર તરફ રવાના થયા. મહારાજે સુંદરસિંહને કહ્યું: 'લાહોર તારા કબજામાં ન હતું, છતાં આવો ઢંઢેરો બહાર પાડવાનું કારણ શું ?'

સુંદરસિંહ બોલ્યો—'મને વિશ્વાસ ન હતો કે કોઇ મને જીવતો પકડે. હું તો ધારતો હતો કે જે મને પકડવા આવશે, તેને હું અગર તો તે મને મારશે. જીવતો તો મને ત્યારે જ પકડી શકાય કે જયારે હું મોતથી ડરતો હોઉં. પણ તમે બહુ ચાલાક નીકળ્યા. કોઇને એક ઘા પણ ન લાગ્યો; ને હું ગુલામ બની ગયો!'

'તો પછી તું તારી પ્રતિજ્ઞા શી રીતે પૂરી કરીશ ?'

'પ્રતિજ્ઞા પૂરી કરવી તો મુશ્કેલ છે. લાહોર પર વિજય નહિ મળી શકે. પરંતુ એ લડાઇમાં મારો પ્રાણ આપી મારી પ્રતિજ્ઞામાંથી મૂક્ત થઇશ.'

મહારાજે કહ્યું, 'સુંદરસિંહ, ગભરાઇશ નહિ. મેં બધી ગોઠવણ કરી મૂકી છે. શહેરના પહેરેગીરો મને મળી ગયા છે. આપણે લાહોર જઇ સીધા રાજાના મહેલ પર જ હુમલો કરીશું. જોઇશું કોણ આપણી સામે થાય છે ?'

આમ વાતો કરતા તેઓ લાહોરના માટી દરવાજા આગળ આવ્યા. બીજા સવારોને દૂર ઊભા રાખી મહારાજ એકલા દરવાજા પાસે ગયા. પહરેગીરોએ મહારાજને જોઇ દરવાજો ખોલી દીધો. મહારાજે પહરેગીરોને બીજા ઘોડેસ્વારોને પણ આવવા દેવાનો હુકમ કર્યો.

બધા સવારો શહેરની અંદર દાખલ થઇ ગયા. કિલ્લાના દરવાજા આગળ જતાં જ પહેરાવાળાઓ ઊભા થઈ ગયા. તેમણે મહારાજને પ્રણામ કર્યા. સુંદરસિંહ તો આ જોઈ છક થઇ ગયો.

મહારાજ રણજિતસિંહ તેનો હાથ પકડી તેને કિલ્લાની અંદર લઈ ગયા. તે બોલ્યા: 'રણજીતસિંહના કિલ્લામાં તારે ભય રાખવાની જરૂર નથી. તને તો ઉલટો આનંદ થવો જોઈએ કે તારી પ્રતિજ્ઞા પૂરી થઇ ને લાહોરની રાજગાદી મને મળી ગઈ.'

સુંદરસિંહ રણજિતસિંહને પગે પડયો. મહારાજે તેને અને તેના સાથીઓને લશ્કરી નોકરીમાં રાખી લીધા. એ સુંદરસિંહ સરહિંદ પ્રાંતના હજારા જિલ્લામાં એક લડાઇમાં મરણ પામ્યો હતો.

કસનજી મણિભાઈ દેસાઈ

# પતલુન

પૂર્વ આફ્રિકાનાં જંગલોમાં એક હાથણી રહેતી હતી. તેને એક નાનું બચ્ચું હતું

વરસાદની મોસમ શરૂ થઇ. હાથીઓ જંગલ છોડી ભાગવા લાગ્યા. આ હાથણી પણ પોતાના નાનકડા બચ્ચાંને લઇને ભાગી. ભયાનક જંગલ આવ્યું. મૂસળધાર પાણી પડતું હતું. બધે કાદવ–કીચડ થઇ ગયો હતો. હાથીઓમાં દોડાદોડ થઇ રહી. આ દોડધમાલમાં હાથણી કંઇક જતી રહી અને એનું બચ્ચું પણ કયાંક વિખૂટું પડી ગયું.

જ્યારે હાથણીને ભાન આવ્યું ત્યારે બચ્ચું હતું નહિ. તે ગભરાઈ ગઇ. બચ્ચાને શોધવા પાછી ગઇ. બચ્ચું ન જડયું. હાથીઓનું ટોળું આગળ વધે જતું હતું તેથી નિરાશ અને દુઃખી હાથણીને ટોળાની સાથે પુત્રવિયોગનું અસહ્ય દુઃખ છતાં પણ જવું પડયું.

બચ્ચાને તો શી ખબર ? તે પોતાની નાની સૂંઢથી ઝાડનાં પાનાં ખાવા લાગ્યું. એનું મન શાન્ત હતું. એને શી ખબર કે તે જનેતાથી વિખૂટું પડી ગયું છે ?

અચાનક ત્યાં શિકાર કરવા ચડી આવેલાં માણસોએ બચ્ચાને ઘેરી લીધું. માણસોને તેણે આ પ્રથમ વાર જ દેખ્યાં. તેથી તે ગભરાઇ માને પોકારવા લાગ્યું. દૂર થઈ ગયેલી માના કાને આ શબ્દો શી રીતે પહોંચી શકે! હાથણી તો તે સમયે કેટલાયે ગાઉ દૂર હતી.

એક અમેરિકન સ્ત્રી હતી. તે ઘણી જાતનાં પ્રાણીઓ પાળતી. તેને જનાવરો સંઘરવાનો ઘણો જ શોખ હતો. આ માણસોએ વિચાર કર્યો જો આ નાનાં બચ્ચાને પકડશું તો એ બાઈ ખુશ થશે અને ઇનામ આપશે. ઇનામની લાલચે માણસોએ બચ્ચાને પકડયું.

બચ્ચાને એ અમેરિકન સ્ત્રીને આપ્યું ત્યારે તેને દેખી અમેરિકન બાઇ બહુ જ ખુશ થઇ ગઇ. બચ્ચું ઘણે દૂરથી આવ્યું છે; થાકી ગયું હશે; તેમ જાણી એ સ્ત્રીએ તેને દરેક કલાકે દૂધ આપવાનો પ્રબંધ કર્યો. બચ્ચાના પગોની ખાલ બહુ ઢીલીઢીલી હતી. જાણે કે પતલુન ન પહેરી હોય. એટલે તેનું નામ પાડયું 'પતલુન' !

ધીરે ધીરે પતલુન મોટું થવા લાગ્યું. પતલુનની પાસે એક નોકર હતો. તે હબસી હતો. એનું નામ હતું તવારૂજોગી.

તવારૂજોગી અને પતલુન બંને મિત્રો બની ગયા. આખો દિવસ બંને સાથે રહેતા. સંધ્યા થાય એટલે પતલુન તેના રહેઠાણે જતો. સૂતો પણ આંખો તો ઉઘાડી હોય. આપણે તો આંખો બંધ કરી સૂઇ રહીએ છીએ !

દરરોજ સવારે પતલુન તવારૂજોગીની સાથે નદીએ નહાવા જતો. તવારૂજોગી તેના પર બહુ જ પાણી નાખતો. આથી પતલુન તેના પર બહુ જ પ્રસન્ન રહેતો. હાથીથી ગરમી સહન થતી નથી. એમને નહાવા માટે પુષ્કળ પાણી જોઇએ.

પતલુન અને તવારૂજોગીને સરસ દોસ્તી જામી હતી. બન્ને હંમેશાં સાથે જ રહેતા. પતલુન તવારૂજોગી જોડે એવો હળી ગયો હતો કે તેની મા તેને યાદ પણ નહોતી આવતી.

પતલુન ન સૂઇ જાય તો તવારૂજોગી સૂઇ જવાનો ઢોંગ કરે; એટલે પતલુન તેની મેળે સૂઇ જાય ! જ્યારે પતલુન બરાબર ઊંઘી જાય એટલે તવારૂજોગી પોતાના કામ માટે ચાલ્યો જાય.

આફ્રિકાનાં જંગલોમાં રહીને અમેરિકન સ્ત્રી અકળાઇ ગઇ હતી. તેને પોતાના વતન જવું હતું. તેની સાથે પતલુન અને તવારૂજોગીને પણ અમેરિકા જવું પડયું.

વિશાળ સમુદ્રનાં મોજાં ઉપર વહાણ સરકતું હતું. તવારૂજોગી એક પેટી પર બેસી દરિયાનાં મોજાં જોઇ રહ્યો હતો. પતલુને તેને ધક્કો મારી પોતાની ખીજ કાઢી. આથી તવારૂજોગી પડી ગયો. તેને ક્રોધ થયો. તવારૂજોગીએ ઊઠીને બે–ચાર તમાચા પતલુનને માર્યા. આથી પતલુન સમજ્યો કે મારાથી કઇ ભૂલ થઇ ગઈ છે. એટલે ઉદાસ થઇ એક ખૂણા પર બેઠો. પતલુનને ઉદાસ જોઇ તવારૂજોગીને દુઃખ થયું. તેણે પતલુનને ગરમ દૂધ પાયું. આથી બન્નેના ગુસ્સા ઊડી ગયા. બંને પાછા રમવા લાગ્યા.

અમેરિકામાં પતલુનનું સરસ સ્વાગત થયું. ઘણી જ ભીડ હતી. સેંકડો છોકરાં પતલુનને જોવા આવ્યાં હતાં. આવો સરસ હાથી તેમણે પહેલાં કોઇ પણ દિવસ જોયો ન હતો. પતલુનને એક પ્રાણી સંગ્રહાલયમાં રાખવામાં આવ્યો. તવારૂજોગી પણ તેની સાથે હતો. તેની પ્રસન્નતા વધુ ન ટકી. તવારૂજોગીનો પોતાને દેશ જવાનો સમય થયો.

તવારૂજોગી જવાથી પતલુનને ઘણું જ દુઃખ થયું. તે ભૂખ હડતાલ પર ગયો, અને અંતે મિત્રવિયોગે મરણ પામ્યો ! ઇંદુલાલ હ. કોઠારી



## પ્રમાણિક ઘોડી

અમદાવાદના શુક્રવારની ગુજરીના બજારમાં સાણંદથી પોતાની ઘોડી લઇ પ્રેમજી પટેલ વેચવા આવ્યા હતા. સવારથી રકઝક કરતાં કરતાં છેક બપોરે રૂપાલનો એક વાણિયો ઘોડી વેચાતી લઈ ગયો.

રૂપિયા ગણી લેતાં પ્રેમજી પટેલે વાણિયાને ખાતરી આપી કેઃ ' શેઠ, ઘોડી બહુ જ જાતવાન છે. વળી એ તદ્દન પ્રમાણિક છે. આ બાબતમાં જરા પણ શંકા ન રાખશો. મારા બોલવાની અનુભવે ખાતરી થશે. જાઓ શેઠ, ફત્તેહ કરો ! '

રૂપિયા લઇ ઘેર જતાં પ્રેમજી પટેલને મેં પૂછ્યુંઃ 'પટેલ, પણ ઘોડી 'પ્રમાણિક' એટલે શું ? ઘોડી તે કયી નાણાંની લેવડદેવડ કરતી હતી કે એને એમાં પ્રમાણિકતા વાપરવી પડે ?'

પ્રેમજીભાઈ મને કહેઃ 'ભાઇ છુમંતર ! તમે ખરી વસ્તુ સમજો નહિ એટલે તમને એમ જ લાગે. આ ઘોડી ઉપર હું જ્યારે જ્યારે બેસવા જતો ત્યારે એ મને પાડી નાખવા ધમકી આપતી, અને એકે વખતે એ ધમકી મુજબ વર્તવામાં એણે બાકી નથી રાખી. એકેએક વખતે એણે મને પાડી નાખ્યો છે ! એનાં એ લક્ષણને લીધે તો મારે એને વેચવી પડી. એકેએક વેળા ધમકી મુજબ બરાબર વર્તન કરનાર જાતવાન ઘોડીને હું પ્રમાણિક કહું એમાં શું ખોટું કરૂં છું ?'

## પુરુષ તે કાંઈ પરણે ?

વિનોદા—ચમેલી, તેં વાત સાંભળી ? પેલો જયંતકુમાર આખરે પરણી ગયો.

ચમેલી—એમ ? કોની સાથે પરણ્યો ?

વિનોદા—કોની સાથે તે વળી કોઇ સ્ત્રી સાથે. કોઇ વળી પુરુષને તે પરણતું હશે ?

ચમેલી—હા જ તો; કેમ નહિ ?

વિનોદા—(ગુંચવાઇને) પુરુષને શી રીતે પરણે? કોણ પરણે? શું ગપ્પાં મારે છે?

ચમેલી—ગપ્પાં કોણ મારે છે? ગયા ચૈત્ર માસમાં જ મારી મોટી બહેન પરણી તે પુરુષને ન પરણી ત્યારે શું સ્ત્રીને પરણી હતી? તું જાનમાં લાડુ જમવા આવી હતી તે વાત પણ ભૂલી ગઈ?

## સાચી વાત કે જૂઠી?

ચંદ્રવદન શેઠના મકાનની દિવાલ ઉપર ઊંચે પાલખ બાંધી બે કડિયા સમારકામ કરતા હતાઃ મોહન અને મથુર. કોઇક અકસ્માતથી મોહન પાલખ ઉપરથી છેક નીચે ગબડી પડયો, અને એટલા જોરથી કળ ચડી કે જમીન ઉપર સૂઇ જ રહ્યો.

મથુર દોડતો દોડતો નીચે ઊતરી આવ્યો અને મોહનને પૂછવા લાગ્યો: 'ભાઇ મોહન, પડી ગયો? બહુ વાગ્યું, બાપુ? મરી તો નથી ગયો ને?'

હાડકામાં સખત કળતર થતું હતું એટલે શરીર દાબતો દાબતો મોહન બોલ્યોઃ 'મથુર, હું તો મરી જ ગયો છું ભાઇ! હવે મારી આશા મૂકી દેજે અને બોલ્યું ચાલ્યું માફ કરજે.'

પણ મથુર માથું ધૂણાવીને બોલ્યોઃ 'મોહન, તારી જિંદગીમાં તું કદી સાચું બોલ્યો નથી. જન્મારો તું જૂઠું જ બોલતો આવેલો છે. તારા મોંમાંથી કદી સાચું વેણ નીકળ્યું નથી એટલે આજ તું સાચું જ બોલે છે એમ હું શી રીતે માનું?'

મોહન--ભાઇ, હું સાચું જ કહું છું કે હું મરી ગયો છું. આ પછડાટે મને સદંતર પાયમાલ કરી મૂકયો છે. જો હું જીવતો હોત તો મને જૂઠો કહ્યા પછી તું મોંમાં છે એટલા દાંત સલામત રાખી શકયો હોત? બે ત્રણ તો જરૂર મેં તોડી પાડયા હોત અને દાકતર હર્ષદરાયને કમાણી કરાવી આપી હોત!

## કૂતરો શી રીતે કરડશે?

બાપા: રજુ, કૂતરો અજાણ્યો છે, એની પૂંછડીને અડકીશ નહિ હો, એ તને કરડશે.

રજુ: બાપા, કૂતરાની પૂંછડી શી રીતે કરડશે? શું એને પૂંછડીમાં પણ દાંત છે?

—છુમંતર!



ડોંગરેના બાલામૃત વડે છોકરાં-
ઓના શરીરમાં લોહી તથા
માંસ વધતું જઈ તેમનું વજન
વધે છે.

બાલામૃતમાં ઘણાં જ મહત્વનાં
ઓસડો મેળવેલાં છે.

કાંઇપણ મગાવો ત્યારે જ. ખ. 'બાલજીવન' માં વાંચી હતી એટલું જરૂર લખશો.

Regd. No. B-1490



રમણલાલ નાનાલાલ શાહે વડોદરા રાવપુરામાં અશોક પ્રિન્ટરીમાં છાપ્યું, અને બાલજીવન કાર્યાલય, બાજવાડા, વડોદરાથી પોતાને માટે પ્રકટ કર્યું. તા. ૧૬-૪-૧૯૪૨